અસલ

# પ્રભાતસંગ્રહ (મોટું)

શ્રી હરિહર પુસ્તકાલય,



૯૦ ટાવર રોડ સુરત.

જેમાં નરસીંહ મેતા, મીરાંબાઈ સુદામા ચરિત્ર, તથા હારમાળાના પ્રભાતીયાનો મોટો સંગ્રહ.

# પ્રભાત સંગ્રહ

## નરસિંહ મેહેતાનાં પ્રભાતીયાં

### પદ ૧ લું રાગ પ્રભાત

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુજ વિના ધેનમાં કોણ જાશે,
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળીઓ કોણ થાશે.
દહીંતણાં દેથરાં ઘીતણાં ઘેબરાં કઢીએલ દુધ તે કોણ પીશે,
હરિ તારો હાથીયો કાળીનાગ નાથીયો, ભુમિનો ભાર તે કોણ લેશે
જમનાને તીરે ગોધેનું ચરાવતા, મધુરીસી મોરલી કોણ વાશે,
ભણે નરસૈંઓ તારા ગુણ ગાઈ રીઝીયાં બુડતાં બાંહ્ય કોણ સાહાશે.

### પદ ૨ જું

સમરને શ્રીહરિ મેલ્ય મમતા પરી, જોને વીચારીને મુળ તારૂં,
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મ્હારૂં મ્હારૂં
દેહ તારી નથી જો તું જુગ્તે કરી રાખતા નવ રહે નીશ્ચે જાયે,
દેહ સંબંધ તજી નવ નવા બહુ થશે, પુત્ર પૌત્ર પરીવાર વહાએ.
ધનતણું ધ્યાન તું અહોનીશ આદરે, એજ તારે અંતરાય મોટી,
પાસે છે પણ અલ્યા તેને નવ પરખીયો,
હાથથી બાજી ગઈ થયોરે ખોટી.
અરનીદ્રા ભર્યાં રોકી રહ્યો ઘણો સંતાન શબ્દ સુણી કાને જાગે,
જાગતાં નરસૈયા લાજ છે અતિ ઘણી.
જન્મો જન્મ તારિ ભ્રાંત ભાંગે.

# પરોઢીયે વહેલાં ઉઠવા વિષે

## પદ ૩ જું.

રાત રહે જ્યાહરે પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
સવારમાં ઉઠીને સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું.
જોગીયા હોય ને જોગ સંભારવા, ભોગીયા હોય તેને ભોગ તજવા;
વેદીયા હોય તેને વેદ વીચારવા, વૈષ્ણવ હો તેને કૃષ્ણ ભજવા.
સુકવી હોય તેને સદગ્રંથ વાંચવા, દાતાર હોય તેને દાન કરવું;
પતિવૃતા નારને કંથને પુછવું, કંથ કહે તે તો ચીત્ત ધરવું.
આપણે આપણા ધર્મ સંભારવા, કર્મનો મર્મ તે જો વિચારી;
નરસૈયાના સ્વામીને સ્નેહથી સમરતાં, ફેર ન અવતરે નરને નારી.

## પદ ૪ થું.

જે ગમે જગત ગુરૂદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો.
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો.
હું કરૂં હુ કરૂં એજ અજ્ઞાનતા શકટનો ભાર જેમ શ્વાન તાણે,
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણીપેરે, જોગી જોગેશ્વર કોઇ ન જાણે.
નીપજે નરથી તો કોઇ ન રહે દુખી; શત્રુ મારીને સઉ મીત્ર રાખે,
રાય રંક કોઇ દષ્ટે આવે નહીં, ભવનપર ભવનપર છત્ર રાખે.
ઋતુલતા પત્ર ફળફુલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે.
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે.
વ્યર્થ ગરબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પુજે,
મન કર્મ વચનથી આપ માની લહે, સત્યને એજ મન એમ સુઝે.

સુખ સંસારી મિથ્યા આવજે કૃષ્ણ વિના બીજું સર્વ કાચું,
જુગલ કરજોડી કરી નરસૈયો એમ કહે,
જન્મ પ્રતિ જન્મ હરિનેજ જાચું.

## ઇશ્વરના સ્વરૂપ વિષે

### પદ ૫ મું.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરી, શુન્યમાં શબ્દ થઇ વેદ ભાસે;
દેવમાં દેવ તુ તેજમાં તત્વ તું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે.
પવન તું પાણી તુ ભુમી તું ભુદરા, વૃક્ષ થઇ ફુલી રહ્યા આકાસે;
વિવિધરચના કરી અનેકરસ લેવાને, શીવથકી જીવથયો એજ આશે.
વેદ તો એમ વદે સ્તુતી સ્મૃત શાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોય;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોય.
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તુ જોઉં પર તંતરો એજ પાસે;
ભણે નરસૈયો એ મનતણી શોધના પ્રીત કરૂં પ્રેમની પ્રગટ થશે.

### પદ ૬ ઠ્ઠું રાગ સામગ્રી

પઢોરે પોપટ રાજા રામના સતી સીતા પઢાવે,
પાસે બંધાવી પાંજરૂં સુખ રામ જપાવે. પઢોરે
પોપટ તારે કારણે લીલાં વાંસ વઢાવું,
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રત્ને જડાવું. પઢોરે
પોપટ તારે કારણે શી શી રસોઇ બનાવું,
સાકરના કરી ચુરમા ઉપર ઘી પીરસાવું. પઢોરે
પાંખ પીળીને પગ પાંડુરા; કોટે કાંઠલો કાળો
નરસઇયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો પઢોરે

## પદ ૭ મું

સુખ દુઃખ મનમાં ન આણીયે, ઘટ સાથરે ઘડીયાં
ટાળ્યા તે કોઈના નવ ટળે, રઘુનાથ જડીયા,
નળરાજા સરખો નર નહિ જેને દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યા અન્નને પાણી.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી:
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણી.
સિતાજી સરખી સતી નહિ, જેને રામચંદ્ર સ્વામી,
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી.
રાવણ સરખો રાજીયો, જેને મંદોદરી રાણી,
દસ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લુંટાણી.
હરીચંદ્રરાય સત્યવાદીયો, જેને તારાલોચના રાણી;
તેને વિપત્તિ પડિ ઘણી, ભરિયાં નીચ ઘરે પાણી.
સગાળશા શેઠ વડેવારીઓ, જેને ચંગાવતી રાણી,
કુંવર ચેલૈયો વધેરીયો, નયણે ના આવ્યાં પાણી.
શીવજી સરખા સતા નહિ; જેના પાર્વતી રાણી,
ભોળવાયા ભીલડી, થકી તપમાં ખામી અણાણી.
હનુમાન સરખા મહાજતી, જેને વજર કછોટો,
જાણ્યું રાજ્ય આપશે આપ્યો તેલ કચોળો.
દુઃખ પડ્યું સર્વ દેવને સમર્યા અંતરજામી,
ભક્તવત્સલ ભુધરો મહેતા નરસઇનો સ્વામી.

## પદ ૮ મું-રણછોડજીની સ્તુતિ વિષે

( આશારામ )

પ્રભાતના પોરમાં દીઠા ડાકોરમાં, દીઠ ડાકોર શું મન મોહ્યું
રણછોડરાય છે ભક્ત જોવા જાય છે, ગોમતી ગંગમાં અંગ ધોયું
ગોમતી ઘાટમાં મળ્યા પ્રભુ વાટમાં, સેજમાં જામળે સામું જોયું
નરહરી નિરખીયાં પ્રેમથી પરખીયાં પલક એકમાં પાપ ખોયું
દૈવત દેખાડીયા ચૌદ રત્ન કહાડીયાં કામધેનું કેરૂં દુધ દોયું
વેદની વાતમાં સમુદ્ર સાથમાં નાગને નેતરે નિર વલોવ્યું
બોડાણાજી લાવીયા ડંકપુર ભાવીયાં સર્વના મનમાં શુભ સોયું
સ્વામી આશારામના નવ ખંડે નામના શામળે ચીત પ્રોયું

### જમના નદીમાં કૃષ્ણ પડ્યા ત્યારે નાગણી કહે છે.

## પદ ૯ મું.-રાગ પ્રભાત

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે મને બાળહત્યા લાગશે.
કેહરે બાળક શું માર્ગ ભુલ્યો, કે તારા વેરીએ વળાવીયો;
નીશ્ચે તારો કાળજ ખુટયો, અહીંયા તે શીદ આવ્યો.
નથી નાગણ હું માર્ગ ભુલ્યો, નથી મારા વેરીએ વળાવીયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીષ હારીયો.
રંગે રૂડો રૂપે પુરો દીશંતો કોડીલો કોડામણો,
તારી માતાએ કેટલા જનમ્યા તેમા તું અળખામણો.
મારી માતાએ બેઉ જનમ્યા તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને મારૂં નામ કૃષ્ણ કહાનડો.

લાખ સવાનો મારો હાર આપું આપું તુજને દોરીયો,
એટલું મારા નાથથી છાનું આપું તુજને ચોરીયો.
શું કરૂં નાગણુ હાર તારો, શું કરૂં તારી દોરીયો,
શાને કાજે નાગણુ તારે, કરવી ઘરમાં ચોરીયો.
ચરણ ચાંપી મુંછ મરડી, નાગણે નાગ જગાડયો,
ઉઠોને બળવંત કોઇ બારણે, બાળક આવીયો.
બેઉ બળીયા બાથે વળીયા, કૃષ્ણે કાળીનાગ નાથીયો,
સહસ્ત્ર ફેણે ફુંફવે જેમ ગગન ગાજે હાથીયો.
નાગણુ શીદ વીલાપ કરે જે નાગને બહુ દુઃખ આપશે,
મથુરા નગરીમાં લઇ જશે પછી નાગનું શીષ કાપશે.
બેઉ કરજોડીને વીનવે સ્વામી મુકો અમારા કંથને,
અમે અપરાધી કાંઇ ન સમજ્યા, ન ઓળખ્યા ભગવંત
થાળ ભરી શગ મોતીએ શ્રી કૃષ્ણને વધાવીઓ,
નરસઇયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવ્યો.

## પદ ૧૦ મું.

ધ્યાન ધર હરીતણું અલ્પ મતી આળસુ જે થકી જન્મમાં દુખ
અવર ધંધો કરે અર્થ કાંઇ નવ સરે માયા દેખાડીને મૃત્યુ
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં આવ્યા વીના શરણસુખ ન
અવર વેપાર તું મેહેલ મિથ્યા કરી કૃષ્ણનું નામ તું રાખ
પટક માયા પરી અટક ચરણે હરી, વટકયમાં વાત સુણતાંજ
અશનું ભુવન આકાશ સુધી રચ્યું, સુજએ મુળથી ભીંત

અંગે જોબન ગયું પલિત પિંજર થયું તો નથી લહેતો શ્રીકૃષ્ણકહેવું
ચેતરે ચેત દીન ચાર છે લાભના લીંબુ લેકાવતાં રાજ હેવું
સરસ ગુણ હરીતણા જે જેને અનુસર્યા તે તણા સુજશ તો જગતબોલે
નરસૈયા રંકને પ્રીત પ્રભુસુ ઘણી અવર વેપાર નહી ભજન તોલે

## ઇશ્વરના ઉપકાર વિષે,

## પદ ૧૧ મું

હરિતણું નામ તને કેમ ગયું વિસરી પશુરે ફેડીને નર રૂપ કીધું
હાડને છેડ કરી સહુ તને હેતુ આજ વધારીને માન દીધું
ઘાચિનું ગાળીયુ કંડથી ટાળીયું નેત્રના પાટા શ્રીનાથે છોડયા
તે તણા ચરણને નવ ભજ્યો કૃતઘ્નિ તેં ન ગુણ પાડના હાથ જોડયા
પગ ઠોકી કરી મ.ગતો મુઢમતી ઘાસ પાણી કરી શબ્દ ઝીણા
આજ ગોવિંદગુણ ગાઇને નાચતા લાજ આવે તને કર્મ હીણા
લાંબાશી કને કાંટો ચાવતો ઉંટ જાણી ઘણો ભાર લાદે
આજ અમ્રત જમે હરખે હળવો ભમે વઈકુંઠનાથને નવ આરાધે
પીઠ અંબાડીને અંકુશ માર સહી રેન ઉડાડતો ધરણી હેઠો
આજ ચુવાચંદન આભ્રણ અંગ ધરી, વેગે જાય છે તું વહેલે બેઠો.
અન્ન વસ્ત્રને ભુષણને સર્વ જે તેહનો તુજને હતો ઉધારો
નરસૈયાના સ્વામીએ સર્વ સારૂં કર્યું તે પ્રભુને તમે કાં વિસારો

## પદ ૧૨ મું

દેવા દેવ તુજને પડી દીનપ્રતિ પાળવા કંથ કમળા રહો સંત સામા
લાડ પાળે તેનો પહાડ શો માનીએ હાથ જમણો વળે મુખડામાં

ગજતણી વારે તું ગરૂડ મુકી ધસ્યો ઝુંડના મુખથી ગજ ઉગાર્યો
ધાય નારાયણા નામ લેતાં તદા અધમ અજામેળ તુરત તાર્યો
ભુપનુ નોતરૂં ભાવ વિણ પરહર્યું પ્રેમનું પારખું પરમ હાર્યો
ભક્તની ઝુંપડી જગત ઉંચિ કરિ ભાજીને ભોજને તું ધરાયો.
દ્રૌપદી કેરિ લજ્જા તણે કારણે દ્વારકાથી ધસ્યા એક શ્વાસે,
પાંચ પાંડવતણી સાંચ ન્હાતિ કરિ દુત થઇ આવિયા દુષ્ટ પાસે.
કામ દ્રષ્ટે હોઉ કૃષ્ણ કહેતિ હતી; ગોપીના ગોરસ લઇ પીધાં,
સબરીના બોરમાં સ્વાદ ઝાઝો ગણ્યો, મુનિતણા વૃંદમાં માન દીધાં
વિશ્વ પાલક એનું બિરદ પોતે વહે એમ કહે સમરથ વેદ વાણી,
નરસૈંયા રંકને જ પના ભજનની; આપ અલબેલડા અધમ જાણી.

## ઇશ્વરનુ કીરતન કરવા વિષે
## પદ ૧૩ મું

કૃષ્ણ કીર્તન વિના નર સદા સુતકી. વિમળ વધુ સુધ ન થાયે,
સકળ તિરથ શ્રીકૃષ્ણ કિર્તન કથા હરિતણા દાસ જ્યાં હેતે ગાયે
પુર્ણ પુરૂષોત્તમ નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે,
કોડી ચિતામણ કામધેનું તજી મહીષીના પુત્રનું દુધ દોહે.
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મુકે,
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપીકા મુખ જોવાને ટુકે.
અજ ભવ સુર કણું સ્વપ્ને પેખે નહિ, નેતી નેતી કહો નીગમ વામે
નરસૈયો રંક જશ આઇને રીઝવે, સહસ્ત્ર મુખે શેષ પાર ન પામે

## હરિનું સ્મરણ કરવા વિષે.

### પદ ૧૪ મું.

હરિ હરિ રટણ કર કઠણ કળીકાળમાં, દામ બેસે નહિ કામ સરશે
ભક્ત આધિન છે શ્યામસુંદર સદા તે તારા કારજ સિધ્ધ કરશે
આપ સુખ સારૂ શું મુર્ખ ફુલ્યો ફરે શીષપર કાળ રહ્યો દંત કરડે
પામર પલકની ખબર તુજને નહિ મૂઢ શું જોઇને મુછ મરડે
પ્રોઢ પાપે કરી ભુખ્યો પાછી ફરી પરહરી થડ શું ડાળે વળગ્યો
ઇશને છાનો છે નહિ ઉરપર, આપનો અવગુણે ક્યારે અળગો
પરપંચ પરહરો ધ્યાન હૃદિયે ધરો ઉચરો હરિમુખ અચળ વાણી
નરસૈયા તણી ભક્તિ ભુલીશ મા ભક્તિ વિના બીજું ધુળધાણી

### પદ ૧૫ મું.

બાપજી પાપ મેં કવણ કીધા હરે નામ લેતાં તારૂં નીદ્રા ન આવે
ઉંઘ આળસ્ય અહાર મેં આદર્યો લાભ વીના લવરી કરવી ભાવે
દિન પુઠે દીન તો વહી જાય છે દુરમતી નામે ભર્યાંરે ઠાલાં
ભક્તિ ભુતળ વિષે નવ કરી તાહરી ખાંડયા સંસારનાથોથાં ઠાલાં
દેહ છે જુઠડી કરમ છે જુઠડાં ભીડભંજન તારૂં નામ સાચું
તારી કરૂણા વિના કૃષ્ણ કોડામણા કળ અને વિકળનું બળ ન ફાવે
નરસૈયા રંકને ઝંખના તાહરી હો બેડો ભાખો શરણ આવે

## હરિજનની સંગત વિષે.

### પદ ૧૬ મું.

તારા દાસના દાસની નીત્ય સંગત વિના ભ્રષ્ટ થાય બુધરા મનમાહરૂં
દુષ્ટની સંગતે દુષ્ટ મતી ઉપજે શ્રવણ કીર્તન થાય નવ તારૂં

પુર્ણ વીષપાનથી દુરિજન દોહલા વીષ પીધે તન તેજ મરશે
તુજથીજ વેગળા તેહની સંગાતે જન્મ કોટીતણા સુકર્મ હશે
અમૃતની ઉપમા સાધુને નવ ઘટે રાહુની દુષ્ટતા ન ટળી તેણે
પ્રલ્હાદ નારદે ગરભ સંગત કરી વશ કર્યા વૈકુંઠનાથ જેણે
ચતુરાધા મુક્તિ છે જુજવી જુકિતની તાહરા દેહને નવ રચે
બેઉ કર જોડી નરસૈંયો વિનવે જન્મોજન્મ તારી ભક્તિ જાચે

## ભક્તના મહિમા વિષે.

### પદ ૧૭ મું.

તારા દાસના ચરણની રેણ મસ્તક ધરે જે થકી કોટી કલ્યાણ પામું
નીરખતા નેહશું નેત્ર અમ્રત ઠરે ભાવ તણા પાય તે લવણ વામું
ભક્તને ભેટતા કીલ્મીષ નવ રહે જ્ઞાન દીપક થકી તિમિર નાશે
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે કૃષ્ણ કિર્તન થકી કૃષ્ણ ભાષે
એક ક્ષણ વાર જે સંગત કરે, ધન્ય ઘડી જનુની તેજ જાણે
ભણે નરસૈંયો ભવસાગર બુડતાં હરિજન નાવ નીચે પ્રમાણે.

## સુદામા ચરિત્ર વિષે

### પદ ૧૮ મું

સુદામાની સ્ત્રી સુદામાને કહે છે—રાગ ઉપર પ્રમાણે

જદુપતિનાથ તે મિત્ર છે તમ તણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે
પ્રીત પુરવ તણી હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઉણાં
નિર્ધન અવતર્યાં પુન્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પુગ્યા.

જદુપતિ જાદવા ભક્તિ વશ માધવ, કરશે કરુણા પ્રભુ દીન જાણી
ગોમતી સ્નાનથી કોટી અઘ નીસરે, નીરખતા કૃષ્ણને પ્રેમ આણી
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવે વળી, જાણશે દુઃખ અંતરજામી
વીનતી મનમાં ધરો આળસ પરહરો સહાય થશે નરસેના સ્વામી

## પદ ૧૯ મું

સાંભળો ભામની કાન ધરી કામની કવણ કહાવું હું કૃપણ પાપી
ત્રીભુવન નાથ તે મહિપતિ માધવો કેમ બોલાય ત્યાં વાત ચાપી
દીવસ ઝાઝા થયા બાળપણને ગયા નરપતિ નવ જાણે પ્રીત જૂની
દુર્બળ રંક હું ભિક્ષુક બાપડો નવ લહું ચોકશી ખોટી ચુની
ઉગ્રસેન અક્રુર ઓધવ છે ત્યાં બળિભદ્રને અનીરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યાં ઊભા નહી શકભા કોણ આવી મારો હાથ સહાશે
જડિત રત્નો મણિ કાંતિ ભાસે ઘણી તિમિર નાવે તેની જ્યોત પાસે
ત્યાં કેમ બોલી શકું વણ વેદતો થકો ધમધમતો રહું શ્વાસોશ્વાસે
મૌન બેસી રહો સુખદુઃખ સહુ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોટયું
દુરીજન લોક તે હાંને લવતા રહે નરસૈયાના સ્વામીનું બીરદ મોટુ.

## પદ ૨૦ મું

સ્વામી એ સાચું કહ્યું બોલવું નવ રહ્યું કંથના વચન તે વેદવાણી
ભવતણું નાવ ભકતી ભુધર તણી તેહ હું પ્રીછવું સ્નેહ આણી
નથી હરી વેગળા ભકતીભાવે મળ્યા રાય રંક તે એક ઘાટે
લખપતિ કોટીધ્વજ મન ન ગણે રતી શાક ચરીખા ત્યાંહાં નથીરે સાટે
બ્રહ્મણ્ય દેવદયાળ શ્રીકૃષ્ણજી નિજ જન જાણિને શુદ્ધ લેશે
તે પ્રિતની રીત જાય નહીં વીસરી બાળલીલા તણા ચરિત્ર કહેશે

નથી કાંઇ ઓઢવા ભેટ લઇ જવા, કેમ કરી જાણશે કમણુ કમી
હત્ત નથી આપણું હત લજામણું નીરખતાં લાજે નરસૈનો સ્વામી

પદ ૨૧ સું

વીનતિ બળી કહું ભેટ લાવી હઉં પોતિયે તાંદુલ ગાંઠે બાંધો
જાણશે થોડે ઘણું ભાવ ભોજન તણું ધન્ય તે કૃષ્ણ શું સ્નેહ સાંધો
ભીલડીના બોર તે ભાવે આરોગીયા જુઠું અન્ન આહિરનું લીધું.
ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભુપનું નોતરૂં પાછું કીધું
પેરે પેરે પાંડવ કષ્ટ નીવારીયા, ભક્ત કારણ કંઇ દુષ્ટ મારયા
ઉંચને નીચનું એને છે પારખું, પતિત અધર્મી કંઇ કોટી તારયા
ભક્તિવશ વીંઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચુકે ટાણે
સંત સમરે ત્યહાં આવી ઉભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે
જાઓ વેગે કરિ નિરખો મુક્તિપુરી ધન્યધન્ય તારૂણીસ્નેહ ન્યાળો
નરસંપાનાનાથને નીરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંધ્ય ઝાલ્યો

પદ ૨૨ સું

ચાલિયો વાટમાં જ્ઞાનના ઘાટમાં, શ્રીજ મોહનતણું નામ લેતો.
ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો
માગવું મૃત્યુ પ્રમાણે છે પ્રાણિને, લોભ કીધો ત્યાંહાં પ્રિત તુટે
કહ્યું મેં અબળા સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છુટે
માગ્યું મેં નથી શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો
શ્રીપતિ નાથે મને રંક સરજાડીયો, એમ કરી દ્વિજ દ્વાર આવ્યો
આવી ઉભો રહ્યો કંઠ ગદગદ થયો. કોટી સુરજ શશી જાત ભાસે
ઉર દયા આણીને હરીજન જાણીને, પોળીએ જઇ કહ્યું કૃષ્ણ પાસે

અંદિર તેડીયા ચાલિને ભેટયા, ત્રિવિધીના તાપ તે સર્વ નાઠા
હેમ સિહાસને લેઇ બેસાડીયા, તાંણુતા વિપ્રના વસ્ત્ર ફાટયાં
તેલ ફુલેલ મરદન કરાવ્યાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું,
કનક પાવડી ચરણ આગળ ધરી કૃષ્ણે ચરણોદક શીશ લીધું.
પુનીત પીતાંબર પહેરવા આપીયું કનકને થાળે પકવાન દીધાં,
ભાવતા ભોજન કૃષ્ણ સાથે કર્યાં લીધું આચમનને કારજ સિદ્ધાં.
કૃષ્ણ પલંગપર પોતે પધરાવ્યાં, દક્ષિણ્રુત વીંઝણે વાયુ ઢોળતી,
સત્ય ભામાદીક નારી નીરખી રહી નરસૈયાનો નાથ પદ સેવ કરતા

## પદ ૨૩ મું.

ભાગ્ય જો જો બાઇ કૃપણ ભિક્ષુકતણું રૂક્મણી આદી સૌ નારી બોલે
હળધર જોગ્ય તે ભોગ પહોંચાડીયા આજ અમરીવથી અધિક તોલે
આ કૃપણ રૂપ તે અગટયું કયાં થકી. વસ્ત્ર મેલાં દિસે કર્મ ફુટયો,
ત્રિગુણ ને દુર્લભ સેન રના તણિ કરી નાથને પાપ છુટયો.
અંગ અતિ કમકમે ધમણ મ્હોડે ધમે ઉધરસે ને વળી નાક લુતો,
જો જો કૌતક હરિ દેહ દશા ફરી કૃષ્ણ તે કૃષ્ણને સંગ સુતો.
પહોડીને ઉઠીયા સ્નાને બેસાડીયા વદન પાલખવા નીર દીધું,
કનક ઝારી ભરી શીતળ જળ આપીયું કનક કટોરે તે પાણી પીધું
શ્રીમુખે બોલીયા કહોને બાંધવ તમે બ્રહ્મચારી કે ગ્રહ ધર્મ કીધો,
કુશળ છે બાળગોપાળ સહુ તમતણા ભાગ્ય મોટું મને ચીત લીધો
ગૃહસ્થના ધર્મમાં હું એ વળગી રહ્યો હું ને મારી વળી ગત્ય ભુલ્યો
મીત્ર સુદામાની શુદ્ધ લીધી નહિ કામની કેફમાં હું જ ડુલ્યો,
સાદિપ ગોરને ઘેર આપણ ભણ્યા ધન્યધન્ય દીવસ તે ફળ કહાવ્યો.

એક રેણી રહ્યા વન વિશે આપણે શરપણ માંગતાં મેઘ આવ્યો
અન્ન લીધા વિના ભુખ્યા બેસી રહ્યા ગોરાણીએ આપણી પીડ જાણી
વીસરી ગયું છે કે વીર તને સાંભરે સાંદીપ ગોળની અચળ વાણી
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભક્તિ ભાવશું ભાઇ તે લાગી મીઠી,
સંકોચતા ગાંઠડી વીપ્ર આવ્યા ઘરે નરસઇના સ્વામીએ નજરે દીઠી.

## પદ ૨૪ મું.

છપ્પન ભોગ જ્યાં કવણુ તાંદુલ ત્યાં આપનાં ઉર સંકોચ આવે.
જોરે જોઈએ તે આવી મળે કૃષ્ણને તાદુલ ભેટ તુચ્છ કહાવે.
ધાઇ લીધા હરી મુઠ તાંદુલ ભારે પ્રેમે આરોગીયા તૃપ્તી પામી.
ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો રૂકમણી વદી શીશ નામી,
એક રહ્યાં અમો એક બીજા તમો ભકતને અઢળક દાન કરતા,
પ્રેમદાયે પ્રેમના વચન એવાં કહ્યાં હાથ સાહ્યા ત્રીજી મુઠી ભરતા
વીનતા વચન તે વીપ્ર સમજ્યો નહિ ચાલવા ઘર ભણી શીખ માંગી
નરસૈયાને નાથે દુર્બળપણું ટાળીયું ભુખના દુઃખની ભીડ ભાંગી

## પદ ૨૫ મું..

વીપ્ર ચાલ્યો વળી કૃષ્ણ સાથે મળી ચીતમાં શોચ વિચાર કરતો
આપ્યું તો કાંઇ નહીં પીડ જાણી નહી તે તણો શોચ હૃદિયેજ ધરતો
અષ્ટ મહાસીદ્ધીતણો રીદ્ધી નવનીધિતણી સંપતીમાંરહ્યો ભોગમાણી
કામની કથને હું દ્વારકા આવ્યો અમતણી પીડા તો નવ જાણી
બાળ ગોપાળ જે વાટ જોતાં હશે તેહને જોઇ અમો શું કહેશું
મિત્ર મોહન તણું હેત જ્યારે પુછસે કામનીને ઉત્તર કેમ દેશું
એમ ચિંતા કરે નેત્રથી નીર ઝરે કર્મની વાત મનમાંહી ધારા
નરસૈયાનોનાથ તો અતી ઘણોલોભીયો પીતાંબરીપણ લીધી ઉતારી

## પદ ૨૬ મું.

ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી દીન જાણી મને માન દીધું,
નહિ મુજ જોગતે ભોગપહોંચાડીયા આજ અમરશીથી અધીક કીધું
કનકને આસને મુજને બેસારીયો રૂક્ષમણી કૃષ્ણનો હાથ સહાતા
હેત કરી કરી ચરણ તળસયા ખટરસ ભોજન ખાતે જમ્યા.
બાળપણા તણો સ્નેહ નવ વીસર્યો મીત્ર મોહનતણિ પ્રીત સાચી
હેતથી હળીમળી માન દીધું મને રંક બેસાર્યો કનક માચી
ધન્ય ધન્ય કૃષ્ણજી સંત સેવા કરી, ધ્યાન ધરતો નિજ દ્વાર આવ્યો
રત્નજડીત મણિભવન શોભા ઘણી દેવશું દ્વારા અહીં લાવ્યો.
કનકની ભુમીને રત્નના થાંભલા ચર્કની જોત ઉદયોત દીસે
ખાનને પાન વિહાર સ્થાન ઘણાં કામની નિરખતાં કામ દીસે
સપ્ન નવ વરસની દીઠી ત્યાં સુદરિ નારી જો બની બહુ રૂપાળી
શોળ શણગાર તે અંગ સુંદર ઠર્યો દેવ વિમાનથી રહ્યા નિહાળી.
સહસ્ત્ર દાસી મળી પાસે વીંટી વળી; કામની કંથની પાસ આવી
સ્વામીરે સ્વામી હું દાસી છું તમતણી ચાલો મંદીર વીષે પ્રેમ લાવી
ગોમતી સ્નાન કરી કૃષ્ણજી નિરખીયા પુણ્ય પ્રગટ કર્યું પાપ નાઠું
તે થકી સમૃદ્ધિ આ સકળ તે સાંપડી મટી ગયું આપણું ભાગ્ય માઠું
કૃષ્ણ કહેતાં તે નીજ ધામ પધારીયા નવલ જોબનહેથયા નરનેનારી
વીનતી ઉચરતાં રજની વીતી ગઇ નરસૈયાના સ્વામિની પ્રીતી ભારી

### ઈતિ સુદામાના પ્રભાતીયાં સમાપ્ત.

---

## ગોપીઓની જન્મ તારીફ વીષે.

### પદ ૨૭ મું.

આરામાં સારો અવતાર અબળા તણો, જે બળીભદ્ર વીર નીઝે
પુરૂષ પુર્ષોતન શું કરૂં હે સખી, જેથી નહી માહરૂં કાજ સીઝે
મુક્તી પર્યંત તો પ્રાપ્તી છે પુરૂષને સત્ય જો સેવક ભાવે રાખે
રસ ભર્યું રૂપણું નાથ ન હોસ કરે નહી નાર અવતાર પાખે
ઈંદ્ર આદીક અજ ઇશ ને મહામુનિ ગોપીકા ચર્ણજ તહુ વંદે
ગોપીથી આપ તું અધમપણું નવ રૂચે આપ નંદ
વેદ વેદાંત ઉપનીષદ ખટમળી જે મથીને રસ પ્રગટ કિધો
તે રસ ભામનીધિ ભામની ભોગવ અહોનીશ અનુભવ અંગ લીધો
સ્વપ્ન સાચુ કરે ગીરધર શામળો પ્રણામ હું પ્રાણપતિ પ્રાણ જોડી
પંથન જેમ પશુ પુંછળ વળગ્યું કરે નરસૈંના નાથજી નાથ તોડી

### અભકત વિષે.

### પદ ૨૮ મું.

નંદના નંદશું નેહ જેને નહી તેરે માનવ ખર શ્વાન તોલે
ભુતળ ભાર કરવાને એ અવતરયા પ્રેતની પેરે સંસાર ડોલે
દ્રષ્ટી થકી ટળો ભોગ બળો શલ પડો તેના મુખ માથે
જોવતા જન તે તો જમ જેવા જાણવા પ્રીતી નહી જેહુને કૃષ્ણ સાથે
કીરતી શ્રીકૃષ્ણ જીભથી નવ ભજે તેર મુખે દેવરાવે તાળુ
ભણે નરસૈયો જેણે હરિને જાણ્યા નહી તેહનું કુટુંબ સદા કાળું
બળી તણે દ્વાર હરિ વીપ્ર વામન હુવા વેદની ધુન ગઇ ગગન ગાજી

ઇંદ્રપસ્તથી બળી આવ્યો ઉતાવળો જેરે જોઇએ તે દ્રીજ હ્યોને માગી
એક પણ પુટી તણો ઠામ ભણવા કરૂં બોલવું તે મારે મુળ સાચું
વીપ્ર ફરે ઘણો લોભના વહાલથી ઠામ માટે ઘણો હું ન યાચું
હ્યોને દ્રીજ તપે નવનવા મંદીરો ભુમી શું મંત્રીરે ત્રણ કરમાં
હ્યો૭ ભંડાર બહુ કુચીઓ સહીત વળી
માગો હસ્તી મારા રાખે ઘરમાં

હસ્તી ભંડારને હું લેઇ શું કરૂં લોભીયાની નથી જાત મહારી
આગે વીધાતાએ વામન નીરમી વટે રહેવું મારે બ્રહ્મચારી
ચેતજે તું બળી શુર કહે છળ પડયો વીષ્ણુએ વામન વેષધારી
અશ્વજગન સમે દાન અવનીતણું પાત્ર એવું કયાં મળે મુને મુરારી
હરીતણાં ચરણ ઉપર નીર નમતાં નાળમાં ભગુસુત પેઠો ચાલી
રીસ હૃદયે ધરી ઘણું ઘણું રાય૭ નેત્રમાં દર્ભની સેર ઘાલી
આપડો બળીરાય પગળે ચાંપાયો પ્રભુ પાતાળનો કરીને થાપ્યો
ભણે નરસૈંઓ હરી ભક્તઆધીન છે ઇંદ્ર અવીચળ અધીકાર આપ્યો

## બ્રહ્મજ્ઞાન વિષે.

## પદ ૩૦ મું.

જાગીને જોઉં તો જગત દીસે નહીં ઉંઘમાં અટપટા ભોગસું ભાસે
ચીત ચૈતન્ય વીલાપ તદરૂપ છે. બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે
પંચ મહાભુત પરીબ્રહ્મ વીષે ઉપન્યા, અણું અણું માંહી રહ્યારે વળગી
ફુલ ને ફળ તે તો વૃક્ષના જાણવા, થડ થકી ડાળી તે નહીંરે અળગી

વેદ તો એમ વદે અતી સ્મૃતિ સાખ્ય દે કનકકુંડળ વીશે ભેદ નોયે.
ઘાટ પડ્યા પછી નામ રૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોયે.
જીવ ને શીવ તો આપ ઇચ્છાયે થયા, રચી પરપંચ ચાઉલોક કીધાં;
ભણે નરસૈંઓ એ તેજ તું, તેજ તું એને સમર્યાથી કઇ સંત સીધ્યા.

## પદ ૩૧ મું.

શરીર શોધ્યા વીના સાર નહીં સાંપડે, પંડીતા પાર નહીં પમે પોથે.
તાંદુલ મેલીને તુખને વળગી રહ્યો ભુખ નહીં ભાગે એમ ઠલે થોથે;
રસના સ્વાદમાં સર્વ ઉંધાઇ રહ્યા, વળતી ગુરૂ જ્ઞાન વીગેર ગુંથે,
વાણી વીલાસમાં વીવીધ વાણી વદે, પરહરી પ્રેમને વળગે ચુંથે
શબ્દ શીખે ખરે ? સકળ વિદ્યા ભણે, અધ્યાત્મા ઉચરે આપી ઓડે,
પ્રપંચ પીડમાં રહ્યો અહંકાર નવ ગયો, આથડ્યો એમ અનંતકોડે,
શાસ્ત્ર કથા કહે રજનીમાં અથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોડે,
ભણે નરસૈંઓ જે ભેદ જાણી જુઓ. મેં તો રચી કહ્યું પદ ચોથે,

## પદ ૩૨ મું.—ઈશ્વરનું ધ્યાન ધરવા વીષે.

ધ્યાન ધર ધ્યાન ધર નંદના કુંવરનું જે થકી અખીલ આનંદ પામે
અષ્ટ મહા સીદ્ધી તે દ્વાર ઉભી રહે, દેહના દુરકૃત તે દૂર વામે.
મોરના પીછનો મુગટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લળકે;
નિલવટ તીલક તે સુભંગ કેસર તણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે.
પીતાંબર પલવટ કટીતટ ચીર છે, લલીત ત્રિભંગીવાળો વેણ વાયે;
કદમના ધુમ તળે રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપી ગાયે.
મોરલીની ધુની સુણી વનિતા વ્યાકુળ થઇ, ગોપીકા કેરાં વૃંદ આવે;
નરસૈયાને મન આનંદ અતી ઘણો, પુષ્પમુક્તાફળ લેઇ વધાવે.

## પદ ૩૩ મું.

શા સુખે સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણુ રહાયે;
માત ને તાત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહલી વેળા સૌ દૂર જાયે.
ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાસ બંધાયો માયાતણો લપટી લાલચે લધે ઘેરી.
દિવસ ચોદશ ભમ્યો રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા,
પલક પલવાર નહિ હરિને ભજવાતણો જ્યાંલગી જીવ સંજોગ કાયા;
ધન ધામે કરી મોહી રહ્યો લોભીયા, વેદના વિસરી ગરભ કેરી;
નાથ ત્રિલોકના ધર્મને સંભારી જ્યારે ગાજ્યો તો જઠરમાં ઘેરી.
જાગરે જીવડા વાજ આવ્યો ઘણું કેટલા એક પ્રતિબોધ કીજે;
નરસૈંયાના સ્વામીને નીત્ય સંભારતા, દેહના દુસ્કૃત દુર કીજે.

જશોદા શ્રી કૃષ્ણને જગાડે છે તે વિષે.

## પદ ૩૪ મું.

ઉઠ ઉતાવળો ચાલ્યને વીઠલા, ગોવિંદ ગાયને વચ્છ ધાવે,
જાગ્યને જાદવા જનની જસોદા વદે, કહાન કાં ઘણી તને નિદ્રા આવે
દંતધાવન કરો આળસ પરહરો, રજની તીમીર ગયું પોહ ફાટયું,
કુંવરને કરમળો સેન શીરાવતો, દહીંરે દામોદરા થાય ખાટું;
બારણે બળીભદ્ર ઉભા બહાર, જોરે વહાલા તારી વાટ જુવે,
નરસઇંયાના સ્વામીનું મુખડું નિરખે, માતનું મનડું અતિરે મોહે.

## ઈશ્વરની ભક્તિ માગવા વિષે

### પદ ૩૫ મું

મારા નાથજી મને ભક્તિ દેજો સદા, દિન જાણીને સંભાળ લેજો,
ભક્તિ આપો ભલા ભાવથી ભુદરા, અંતે આવી અહોનીશ રેજો.
ભક્તિ કારણ મારો દેહ દુર્બળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે,
આજ મન સાથ જદુનાથ વીસરે, વળતી વહી મારી કોણ થાયે.
કર્મ કુડા કરી ખાણ ચારે ભમી, દિવસ નીસર્યો નામ આરી,
કૃષ્ણકીર્તન વિના જન્મ જાએ વૃથા, જેમ રહે જુગટે રિદ્ધિ હારી.

## આત્મજ્ઞાન વિષે

### પદ ૩૬ મું

જયાં લગી આત્મા તત્વ ચેત્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જુઠી,
મનુષ દેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ જુઠી.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાળ લોચન કીધે.
શું થયું તપ ને તીરથ કીધા થકી, શું થયું માળા ગ્રહી નામ લીધે,
શું થયુ તીલક ને તુલસી ધર્યા થકી, શું થયું ગંગાજળ પાન કીધે.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે,
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વર્ણના ભેદ જાણે.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મા સમ પરીબ્રહ્મ ન જોયો.
ભણે નરસૈંયો કે તત્વ દર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો.

## પદ ૩૭ મું

અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા,
વૈષ્ણવ પદ કેરાં બીરદ ઝાલે,
ઘર વચ્ચે પુત્ર વિના જેવું પારણું, વર વિના જેવી જાન માલે.
વ્યાધીની વેદના વિશ્વની ના ટળે હાલા ગગનમાં મેઘ ગાજે;
હરીને જાણ્યા વીના હરી કેરો જન થયો વાતકરવાથી ભુખ ન ભાગે
તું એમ જાણજે હરિજન હું થયો વિષ્ણુપદ આઇ થયો ભક્ત ભવમાં
કરણી તો કાગની હોડ કરે હંસની, હંસને તો હંસી કહાડે લવમાં.
પંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહીં ફોગટ બ્રહ્મમાં દુર ભાળે,
અગણિત બ્રહ્મનું ગણિત લેખું કરે, દુઇ ભાવે કરી માળ ઝાલે.
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતી ભાગે,
દાસ નરસઇયો તેને ચરણે નમે, જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે.

## હારમાળાના પ્રભાતીયાં

## પદ ૩૮ મું

તું શાનો ઠાકોર હું શાને સેવક, મારા કરમના લેખ ભુંસ્યા ન જાએ
માંડલીક હારને પેરેપેરે પરભવે, છબીલાજી હવે કેમ થાએ.
મુને કો કહે લંપટી કો કહે લોભીયો, કો કહે તાલ કુટગોર ખોટો
સાર કર શ્રીહરી દીન જાણી કરી હાર આપે તો કહું નાથ મોટો;
વેવાઇએ મુજને અતિશે વગોવીયો, ઉષ્ણોદક મુકી ઉપહાસ્ય કીધું
દ્વાદશ મેઘ ત્યાં મોકલ્યા શ્રીહરી, આપના દાસને માન દીધું
જાહુરે મુજને મહાદેવે કીરપા કરી, ત્યારે મેં લક્ષ્મીનાથ ગાયો.
આમેરા વેળા તો લાજ જાતી હતી, ગરૂડ મેલીને તું ચરણ ધાયો

તારે બેઉ પાસે મુંદરી બાંહ્ય કંઠે ધરી કેશવ કીરતન એમ થાએ;
અભુજ્ઞીયાં લોક તે અસત્ય વાણી વદે પુણ્યવંત લોક તે પ્રેમે ગાયે
હિરની દોરીએ હાથ ગુંથાય છે વાણું વાશે તો નિજ દાસ મરશે
દયા કરીને હરી હાર આલો મને, સામળા સહાય તે કુણ કરશે
સોરઠમાં મુને સર્વ સારો કહે, પુત્રીનું મોસાળું સારૂં કીધું.
નાગરી નાતમાં ઈંડું ચડાવીશું, નરસઈયાને અભેદાન દીધું.

## પદ ૩૯ સું

ભોગળ ભાગયે રાય દામોદરા, ઉઠ જદુનાથ દેવાધી દેવા;
રાય મંડળીક મદ ભર્યો એમ ઓચરે,

નરસઈયા નાગરની સાચી સેવા

ભક્ત પાળક દયાળ દામોદરા, દાસ નરસઈને શરણે રાખો;
પતિત છે મુજને પુરણ તાહરી, નાગર સાથે હરિ નેહ દાખો.
નિશદિન નરહરિ નામ હૃદિયો વસો,

પતિત પાવન તારૂં બરદ કહાવો;
જળ થકી તમે ગજ મુકાવીયો, તેમ નરસઈયા નાગરને મુકાવો.

## પદ ૪૦ સું

શ્રીકૃષ્ણ કૃપાનીધી કેશવા શ્રીહરિ, હું અનાથ તું નાથ કહીયે,
મંડલિક હારને પેરપેરે પરખાવે; ક્રુષ્ણીલા વીના શાર્ણ કોને જઈએ.
સંસાર પરહરિ નામ તારૂં જપું. તો પ્રભુ કાં પેરેપેરે પીડ;
અંતરગત અવીલોકન શામળા, તુજ વીના દુઃખિયા શું કોણ બીડે
મહારા મનમાં દુઃખ પુરણ છે, તો મહારૂં દુઃખ પ્રભુજી ન જાણે,
ભણે નરસઈયો પુરણ પતિત માહરે મંડલીક મુજને મારે વાણે.

## પદ ૪૧ મું

પ્રાર કરી શ્રીહરિ હિન જાણી કરી, સન્મુખ થઇને તું જોને આજ;
અમો નાગર જાહેર હઠ કરી બોલશું નહીં રાખું ત્રાકમાં તોરિ લાજ
ગોકુળ મહીં તું ગાળો ખાતો ફરે, નવનીત આહીરના લેતો ચોરી
દત ચોરસુ સુણ નથી બોલતો, અમો લાજ રાખુંજ તોરી.
મલ્યા બહુ પેરે ગોપીને લાડ લડાવીયા, અન્ન આહિરના લેતો ચાખી
રટવાપણે રંગ ભોગ લીલા કરે તે નાગર નરસઇઓ રહ્યો છે સાખી

## પદ ૪૨ મું

મારગડે શું મોહી રહ્યો શામળા, હાર આપે તો તારિ ખ્યાત વાધે
નાગર તાહરૂં નામ ગાતો હતો, ત્રીકમ તુંને કોઇ નહી આરાધે
સરવ જાતીતણા લોક ટોળે મળ્યા, જેની સહાય કરશો તેના થાશે
મૃત્યુના ભયે નરસઇઓ બીતો નથી, તાહરો જશ જગદીશ જાશે.
રજની સહુ વહી ગઇ લાજ રાખી નહી, જોત ઝાંખી થઇ ગયા દીવા,
કેશવા કંઠથી માળા અળગી કરા, પ્રેમે આરોપી નરસઇને ગ્રીવા.

## પદ ૪૩ મું

હારને કાજે શું હઠ કરે શામળા જાચવાને તોરિ પાસ આવ્યો,
રાધીકા સંગ તું વાત બેઠો કરે, શું બઇકુંઠથી તુરે લાવ્યો.
તારૂં નામ વિશ્વંભર થયું તે વરાશીએ નંદના છોકરા તું છાશ પીતો
ઓઢતો કામળી હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રહેતો
મારે માતતું તાતતું ભ્રાતતુ ભુદરાં, તુજ વિના દુઃખ તે કોને કહીયે
ભણેનરસઇઓ તારા ગુણ ગાઇ જીવાયે, એકલા ભુતળમાં કેમ રહિયે

## પદ ૪૪ મું

હારને કાજે શું વિલંબ કરવો ઘણો ન હોય કૌસ્તુભ વિદરૂમ માળા
ઉજળાં પુષ્પ ને સુત્રનો તાંતણો, તેણે શું મોહી રહયો નંદલાલા
ઉંચને મુકીને નીચને અનુસર્યો, જોઇ નહી જાદવા જાત દાસી
રાજાની દીકરી રૂક્ષમણી પરહરી, કુબજાને મંદીર થયો નીવાસી
રજની અલપ રહી લાજ તારી ગઇ, જોત આંખી થઇ જાય દીવા
કેસવા કંઠથી માળ અળગી કરો, પ્રેમે આપો નરસઇને થીવા.

## પદ ૪૫ મું

આલ્યને હાર શુતનંદ વસુદેવના આદ્યને અદ્યાપી તારે લાજ થોડી
કંસના ભય થકી નાશી ગોકુળ ગયો, રહયો આહીર શું પ્રીત જોડી
તારી ગરજમાટે માબાપ તેં બે કર્યાં, સુરને અસુર મુની સર્વ જોતાં
કંસનો વધ કર્યો કારજ તારો સર્યો, માબાપ મેહેલ્યા તેં વીરજ રોતા
ભકિત કરતાં તું આહિરનો નવ થયે, તો હાર મુને કેમ આપે
ભણે નરસઇઓ રજનીરે થોડી રહી, અલ્યા તસ્કર મુને શું સંતાપે

## પદ ૪૬ મું

ઉઠને શામળા મુકી મનના આંબળા, બોલ્ય નહિ શું જ અભિમાન માટે
આલને હાર કાં પ્રગટ હુવડાં કરૂં, તે કામ કીધું બંશીઝટ ઘાટે.
અણગરી નાર તેં ભોગવી ભુધરા, પરણતાં ગૃથ શું બેસે તારે,
હારને વાર થઇ ભાર ભાગી ગયો, શું કહ્યું નાથજી વારે વારે.
કળીજુગ માંહી પ્રતિત ગઇ લાખેણી, વૈષ્ણવની વારે કોણ થાશે
ભણે નરસઇઓ હું આજ હળબો પડયો, ઠાકુરા ગુણ હવે કોણ ગાશે

## પદ ૪૭ મુ

તને રોકી રહી રાધિકા રંગળામ્યો ઘણો,રશિયા રજની રહી થોડી
નંદના નંદ શાને આળસ કરે. નાગરા સાથે તો પ્રીત તોડી.
દેવને પાળીને કામ પર જાળીને હસપદ પામ્યો ઊમીયા સ્વામિ,
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભીચારી કાનુડો કામી.
હઠ કરે તેમ શું હઠ કરે શામળા, તુટશે સ્નેહ ત્રીકમ તાણે,
ભણે નરસૈયો એ જામની વહી ગઇ, મંડળીક મારશે મુજને વાણે.

## પદ ૪૮ મુ

ઉઠરે અટપટા નથી બોલતો ચટપટા, લંપટ લાજ તારીજ જાશે,
વૃજપતિ રગમાં કેમ ઘટા કરે, તુજ વિના વારે તે કુણ ધાશે.
ભકતવત્સલ કહાવે તે ફોગટ ગયું, લાજ સેવકની તુજ હાથે,
ઉઠ તું ચરવડી શું બેઠો હુરણડી, વાત ધારો પડી તુજ માથે.
જીવ મારો જગમગે અંગ મારૂં ડગમગે, ડગમગે નેત્ર જોવાને રૂપ,
નરસૈઓ લગમગે લોક સહુ જગમગે, કોપીયો મંડળીક દુષ્ટ ભુપ.

## પદ ૪૯ મુ

નવ મેલ શામળા આંવઠાશા આંબળા આમલા ઘણાં મલમાં કેમ રાખે
કોટી બ્રહ્માંડપતી આઝું શું કહું કથી, વાલા વાસારી મને કેમ નાંખે.
ગજને ઉગારીયે ગ્રાહ ને મારીયો રાવણુ લંકા ભુપ,
રંક હું હારીયો કોણ તુ તારીયો, નારીઓ મોહી રહ્યું નીજ રૂપ,
મુકરે મરકટા જોઇ તારી છટા, અટકે અંગ મુકાશે વાલા,
નરસૈયા વિનવે પિછવે શામળા, નઠોરરે ન થઇએ નંદલાલા.

## પદ ૫૦ મુ

ખરેખર કાનુડા તારૂં મન ચોદશ ભમી, જાણે નાગર કંઇ દાન આપે,
અછ્યા નામ લક્ષ્મીવરા કરો લાલચ ખરા, રંકને શું તું સંતાપે.
તાંદુલ લઇ રીષ વિપ્રને મોકલી, ભુવન કીધું વૈકુંઠ સરખું.
મારે તો દાન તું જ્ઞાન તું ભુદરા, નિત્યપ્રત્યે તારા ચર્ણ નીરખું.
મન મોટું કરો હાર કંઠે ધરો, હરખીને વહેલા મંડપ આવો,
ભણે નરસૈયો રજનીએ થોડી રહી, દુષ્ટ બંધન થકી મુજને મુકાવો.

## પદ ૫૧ મુ

સદા તું દયાળ હું દિન દામોદરા, હે દીનાનાથ જોને વીચારી.
ચરણને શરણ આવ્યો કૃપાનાથ હું, કરો સંભાળ ગોપાળ મારી
દેવના દેવ સુણ દેવકી બાળકા, વીર્ધપાલક એવું બીરદ તારે
એવું જાણી ઘટે તેમ કરો ત્રીકમા, અવર કો અધીપતી નહિ મારે
જો મારા કર્મ ને ભાલ વિષ ભુદરા, તો પતીતપાવન તારૂં નામ જાશે
છાકતાં તો નથી છુટવું શામળા, છાંડતાં તો ઉપહાસ થાશે
દુષ્ટ ભાવે થકી તેં હણી પુતના, જમદુતના પાશથી તેં નીવારી
મામાકી નાર કીરતન કરી ઉધરી, તું વિના શરણ કુંણ કરે મોરારી
તારા નામથી દ્રૌપદીના અમર પુરીયાં, ધ્રુપદ પામ્યો અચળ આગે
તેમ તારા નામનો નરસૈયો જાપ કરે, રાખ્ય શરણે તુંને લાજ લાગે

## પદ ૫૨ મુ

દેવા ભક્તનો ઈશ તું વિષ્ણુ કહાવે સદા, માંગવાનું દાન તુંને કેમ ભાવે
વીપ્ર સુદામાને નવનીધી આપી તેં, માહરી આગળ કેમ નાવે.
હવડાં કૃપણ થયો જાણતો સે નથી, સદા સેવક જન પ્રતીપાળ,
નાશીને પુણે જઇ બેઠો શું શ્રીહરી, કાલયવનનો આણ્યો કાળ.

શીશુપાળ જરાસંઘ કંસ નરકાસુર, તેહ તણાં ખળ માન મોડયા,
પુતના અગાસુર કેશી બકાસુર, વૈર ભાવે તેના બંધ છોડયા.
ભંક્તભાવે જેણે તુજને ઉપાસીયો,ગર્ભવાસ તે ન આવેરે વળતો
ભણે નરસઇઓ હું ભાવશી વર્ણવું, રખે ત્રીકમ સુને રાખે ઢળતો.

## પદ ૫૩ મુ

કેટલાએક મળી વાત એવી કરે, દુષ્ટ બોલે મુખ વચન વાણી,
કામ ન મોટન કાંઇ એક એકને, મંત્ર ભણે જેણે આણ્યું પાણી.
મંત્ર જંત્રની વાત નાહી જાણું, કેવળ કૃષ્ણ મેં રૂદીએ ભાખ્યો,
પ્રહલાદ કારણ સ્થંભમાં પ્રગટયા, બાળક ધ્રુવને અવીચળ રાખ્યો.
ચાર પદારથ સુદામાને આપીયાં, તીમર ફેડી ત્રીલોચન કીધો,
અમરીશ રાજા ઉગાર્યો શ્રાપથી, ચક્ર ધરીને હરી શરણ લીધો.
જોઇએ મન વિચાર એવો કરી, મામેરાની ટીપ આપી માંડી,
ત્રણસહસ્ત્ર સાડલા ત્રણસહસ્ત્ર કાપડા, ત્રણસહસ્ત્ર ચુંદડી ચીર સાડી.
ત્રણસહસ્ત્ર ચોળી કસબ કીનખાબની, રંગ જુદો ને શોભિત તાજા
સાળુ આણ્યા બેઉ ખટ સહસ્ત્ર મળી, નહી નુકશાન કંઇ શાજા.
તેણે સમયે વેવાઇએ એવું કહ્યું, તમ પુત્રીની સાસુએ ઠઠ માંડી,
સહસ્ત્ર બે ચાર રૂપીઆ લે ઉછીના, નહીતર રાતમાં જાય છાંડી.
દીકરીનું લે તે તો કુંભી પાપે પડે, દોશે હળાહળ ડોણ્ણુ ખાયે,
લક્ષ્મીનો નાથ હજી મારી રાખશે, મામેરૂ કર્યો વીના નહીરે જાયે
તે વેળા નાથજી લક્ષ્મીજી લેઇને,પ્રીતે પ્રભુજી મ્હારી લાજ રાખી
નરસૈયો વીનવે હાર આપો હરી,દાસના દુ:ખ રહો છો કેમ સાંખી.

## પદ ૫૪ મું

કોણુ આગળ જઇ વિનવું વિઠલા, શ્રીપતી લાજ રાખોને મ્હારી,
દ્રુપતિ લાજ કારણુ આવ્યા હરિ, દુઃખ પામી નહી દાસી તારી.
પ્રગટ થાઓ પ્રભુ ભુજળ ભુદરા, નરસોના નાથ એવું બરદ કહાવો
સેવકનું સંકટ ટાળીએ ત્રીકમા, તો તમે કાનજી ભલારે ભાવો.
લોક દેખે સહુ દુઃખ દે છે બહુ, મંડળીક મદ ભર્યો મુંઢ પાપી.
નરસૈયાના સ્વામી જેમ ઘટે તેમ કરે લાજ રાખી નાંખો બંધ કાપી

## પદ ૫૫ મું.

શ્રવણુ સુનો થયો શામળા શ્રીહરિ લક્ષ્મીનાથ શું આવી નિદ્રાઆવી
બિરદ મોટું ધર્યું પતિતપાવન તણું સરણ આવે તેની બાંહ્ય સાવી
દુષ્ટના કષ્ટથી રાખ્ય રમાપતિ, તમ વિના માહરે અવર સ્વામી
હરિજન લોકને આનંદ બહુ, અવર કોને કહું શીશ નામી
ફુલની માળ તે અધિક તુજને વહી વીસર્યો ન થ હું મન તારે
નરસઇયાના સ્વામી વિલંબ ન કીજીયે હાર આરોપીએ કંઠ મહારે

## પદ ૫૬ મું.

દયા આણ્ય દામોદર દાસની, તું રે મારે ધણી વીશ્વ જાણે,
પ્રગટ થયું નામ ને તું શ્રી સંચર્યો, વીઠલા વીનતી મન નાણે.
મારે મંત્ર તું જંત્ર તું ધ્યાન ધરણીધરા,
મીત્ર મોહન વીના નહીરે બીજો,
હાર આપ્યા વીના લાજ કહો કેમ રહે, દીન દેખી પ્રભુ શેષ રીઝો.
સાર કીધા વીના નેટ નથી છુટવું જો તારા ચરણુની આશ આપી,
નરસઇયાના સ્વામી મન માગી કહું, દેહ દામોદરા તુજને સોંપી.

## પદ ૫૭ મું

પરણીને પારકે હાથ શું ભળાવ્યા, લાજ નાવેરે કંથ કેમ તુજને,
કોટી અબજ અપરાધ ક્ષમા કરી મ્હેર કરી પાસ રાખો મુજને,
દાસ ને દાસીના દુખડા કાપવા ધાઇને જાઓ છો એક શ્વાસે,
આજ અલબેલડા અરજ સુણુતાનથી,છુટકો નથી છબીલાજી નાસે
જેવી તેવી દાસીની લાજતો નાથને, પ્રીતમજી કેમ પ્રીત તોડી,
પ્રાણ જાશે તોય અવરને નહીભજું,હઠીલા ના કહુંછું બે હાથ જોડી
સોલસહસ્ત્ર એકસો આઠ સ્ત્રી તાહરે તેમાં એક અધીક હું દાસીતારી
નરસઇયાના સ્વામી શું કહું તુજને, હાર આપી ઠ્હાર કરને મારી.

## પદ ૫૮ મું

નંદના નંદન વાર લાગે ઘણી, હરીજન લોકને શું હસાવો,
કોટી બ્રહ્માંડમાં ન્યુન નહિ તાહરે,લક્ષ્મીવર તું લાજ કેમ આવે.
પેરેપેરે પરણવું માત માગી કહી કઠણ ક્યાં થઇ રહે કૃષ્ણ કાગી
કપટ ભાવે ભજ્યો તુજને હરી, સાર સંભાળ કર જગતસ્વામી.
કોણ વેળા થઇ હાર આપે નહી, સાંભળ સામળા વાત મારી,
નરસઇયાના સ્વામી દુખ નથી મ્હારે,મારતાં લાજ જાશેજ તારી.

## પદ ૫૯ મું

પ્રથમ પ્રીતમાંહી હવે શું રહ્યા સામળા, ન્યુન તારે હરી શી છે આજે
કંઠમાં કુસુમની માળ તું ગ્રહી રહયો, તે કહો કૃષ્ણજી શાને કાજે
સાચી ભક્તિ કરૂં લોક જુઠો કહે, કેમ તજી કાનજી નાશી જાઓ
નાથજી તું વડો મંડળીક મદ ચડયો, વારે વિશ્વ પર વેલા થાઓ
મૌલ્ય માયા હવે પુષ્પના હારની, વાર લાગે અતી વિશ્વનાથ
નરસૈયાના સ્વામી આશ તારી ઘણી, મુકશો નહી હરી ગ્રહયો હાથ

## પદ ૬૦ મું

હાર મધુસુદના આજ વહાલો થયો, રાખી રૂદેમાં થયોરે સાંસો,
હાર માંહે હીરા હશે શામળા, લોભી લક્ષ્મીવરા વીમાસો.
મંડળીક ઉપર કૃપા કીધી ઘણી, દાસ પરથી દયા તેં ઉતારી,
સંકટનો સાથી વહી તુજવણા શામળા દીનાનાથ મુકોને વીમારી.
ભકતવત્સલ એવુ બીરદ છે તાહરૂં, વળગી રહ્યો તેની આશે,
પતિતપાવન હરી નામ છે તાહરૂં, વીપત પડે હવે શું વીમાશો.
વાંક નહી વીઠલતણો તો રતી, પીડા પામું હું દાસ પાપે,
ભણે નરસઈયો અને મંડળીક મારશે,
જીવતો રહું જો હરી હાર આપે.

## પદ ૬૧ મું

હાર હૈયાના ઘણેણુરે રાખી રહ્યો, કૃપણ થયોરે કૃષ્ણ કાળા,
થોડીક વારતો પરૂણો પ્રભુ તાહરો, રૂડુ ગમે તે કરો નંદલાલા.
તારા બળતણુ હીમત માહરે, તું રે આપીશ તે મારે લેવો,
તારા મનમાં વાત કેવી હશે, દાસનો દાસ છું જેવો તેવો.
મરણથી માધવજી હુ તો ડરતો નથી, નેટ નિવારણ આ દેહ પડશે
હાર આપ્યા વીના મંડળીક મારશે. કે અપજશ તારે શીર ચડશે.
કેટલી વેળા થઇ કરગરૂં કૃષ્ણજી, શું કહુ શામળા વારે વારે,
નરસૈયાના સ્વામી ઉતાવળા, તુજ વીના ભકતને કોણ ઉગારે.

## પદ ૬૨ મું.

હું જાચક તું દાતાર દામોદરા મહારે મન બીરદ સાચું
આપે ન આપે તોય તું ધણી ત્રીકમા,તુજ વીના બીજો કોને ન જાચુ

ભક્ત સુદામાની વ્હાર કરી સામળા, નવનિધી આપી ત્રુઠયા મોરારી
ચતુરભુજ તે ચંદ્રહાસ ઊગાર્યો કિર્તી ગાય છે જગત સારી
ગુરૂ બાળક જેમ સદનથી લાવીયા, અર્જુન પ્રતિજ્ઞા વાચા પાળી
બ્રાહ્મણના દસ પુત્ર રહ્યા હતા, વઇકુંઠનાથ તું લાવ્યો વાળી
એના ઘણા વળી બીરદ છે તાહરા, માહરૂં દુખ હરી કહું તુજને
હાર નહિ આપો માંડળીક મારશે. નરસઇયો કહે હરી રાખ્ય મુજને

## પદ ૬૩ મું-રામગ્રી, મલ્હારમાં ચાલે.

વાર થઇ વૈકુંઠના વેગે વારે ચડો, નાગરી નાતમાં હાંસી થાએ
ભક્ત ઉદ્ધરીઆ અનેક આગે હરી, તમ વીના કાનજી કોને કહેવાએ
દ્રૌપદી કાજ વેગે ધસી આવીઆ પુરીઆ ચીર અનેક ભાતે
રખિયે લાજ કરો કાજ હરિ અમ તાણું વીલંબ ન કીજે એજ વાતે
જાગ્ય તું જદુપતી સદાય શ્રવણે સુણી પ્રગટ થઇ માન દીધું,
છાબ છાયલ ને ચીર બહુ નવનવા આપી કાજ સીધ્યું.
જય હરિ જય હરિ હાર આપો મુને કે લાજ રહે જગમાં સાચી,
નરસઇઓ નમી કહે વાલા તુજને જન્મો ના તારી ભક્તિ સાચી.

## પદ ૬૪ મું.

જીરે ચોદશા જોઉં તારી વાટડી મારો નાથ ન આવે,
મંડળીક ખડગ કહાડી રહ્યો મુને કોણ મુકાવે. ચોદશા જોઉ૦
હઠીલાજી હઠ મુકીએ હાર આપી મુજને,
માર્યા પછી મારા નાથજી લાજ લાગશે તુજને. ચોદશ જોઉ૦
જીરે અજ કારણ ગરૂડ છાંડીઓ અણું એર ઉજાણ.
નરસઇયાને હાર આપતાં આવડું શું રે રીસાણા. ચોદશા જોઉ૦

જીરે વામન રૂપે બળી છળ્યો ધરા ત્રણ પદ કીધી,
ઈંદ્રનું ઈંદ્રાસન રાખ્યું સીધી બળનેરે દીધી. ચોદશ જો૦
જીરે મોસાળું કીધું ભલું ગ્રંથ ગાંઠે ન્હોતો,
લક્ષ્મીજી લેઇ પધારીઆ લેઈ કીધો સમો તો. ચોદશ જો૦
રામાશું રંગે રમો પ્રભુ મુને વીસારિ,
રૂખિણીજી તમ કનેથી હાર આપો ઉતારી. ચોદશ જો૦
નરસઇયો વીનંતી વીનવે રાય દામોદર સુજાણ,
તમે હઠે નથી બોલતા મંડળીક અજાણ. ચોદશ જો૦

પદ ૬૫ મું—રાગ દેશી ફેર પ્રભાત.

મહા હઠીલો મુખથી ન બોલે જુઠડો છે જદુનાથરે,
ધુતારો ધરણીધર જાણ્યો અટક્યો ન મુકે વાતરે.
ગોકુળમાં તું થયો ગોવાળો નવનીત કેરો ચોરરે.
ભલી ભગત સવરીના એણે જુઠા પીરસ્યાં બોરરે.
પરાધન થઇ પેટજ ભરતો લેતો ગુજરીના દાનરે
નરસઇયા નાથે હારને કાજે આવડું શું અભીમાનરે

પદ ૬૬ મું.

મહા હઠીલો મુખથી ન બોલે શામળો મહા કુજાતરે.
ધુતારો ધરણીધર જાણ્યો આહીર જાત તર જાતરે.
ચંચળ લંપટ ચાડી ખાતો સઘળે કરતો સોરરે;
ગોકુળમાં ગીરધારી રહેતો નવનિત કેરો ચોરરે.
તું ગુજર ધનાઇને ઘેર જાતો, ત્યાં તું ટહાડો કુંબરો ખાતો;
ધનાઇગાંવતી ધાડો તાણી ત્યાં હું મેલાવતો સારંગપાણી.

તે વેળા સંભારો વહાલા દયા મનમાં આણોરે,
મહારાજા મોંઘા ન થઇએ મને પોતાનો કરી જાણોરે.
મારે રૂડે તારૂં રૂડું, મ્હારે ભુંડે તારૂં ભુંડુંરે,
મારી પત્ય જાતાં પત્ય જાશે તારી ગોકુળમાં કેમ રહેવાશેરે,
લોકો સહુ વરવા બોલે છે, ઢાંક મારાં કે ઉઘાડું તારારે.
નગર બરડક બોલા કહીએ, તે તમો નવ આણો હુઇએરે
ભખુભાનુ સુતાએ પકડી રાખ્યા તુજવણ કુણ કરે સહાયરે;
નરસઇયાને હાર નહી આપે ત્યારે તે વિના જસ કુણ આયરે

## પદ ૬૭ મું—રાગ મેવાડો.

નરસઇ મેહેતો પોતાની પુત્રી કુંવરબાઇને કહે છે :
સાસરે પધારો મહારી કુવરિરે વીવા રીત વેદનારે વીસાર;
પીયર તમારૂંયે પુત્રી હુંકડુંરે. છે શ્રી ગોકુળમાં પરીવાર.
હરીગુણ ગાતાંરે ગડપણ ગાળજોરે, સતસંગ કરજો વળી સુવીચાર
રૂદન ન કરશોરે રૂદીયા ફાટતેરે, નથી કોઇ આંસુનું લોનાર.
મારે તો નીરધન પેટ તું પડીરે, કાંઇ ન પામી તું તો સુખ;
નીઠોર છે નાત નાગર તણીરે, ઠામ ઠામ દીધા છે બહુ દુઃખ
એમ ન કીજે મારા તાતજીરે, રાખો શ્રી નાથજી શું નેહ;
સાર ઘણી કીધીરે એણે શામળેરે તે આજ કેમ છબીલાજી દે છેહ.
જેણેને મામેરૂંરે હરીયે પહેલાં કર્યું રાખી દુષ્ટ સભામાં વળી લાજ;
હુંડીને શીકારીરે હરિએ હેતશુંરે, તે હાર આપશે શ્રી મહારાજ.
સાસરીયે જઇનેરે હવે હું શું કરૂંરે, જયાં રૂઠીયા સારંગપાણ
તમને જયારે મંડલીક મારશેરે, ત્યારે અમે તજશું અમારારે પ્રાણ

## પદ ૬૮ મું માનબાઇ કહે છે.

આધાર તે હુતો હરી મુને ત હરોરે, અમો અબળા દુર્બળ નાર;
પ્રીતલડી તે હુતી પેલા ભવતણીરે,તે ત્રીકમજી મેલી કેમ વિચાર.
પટકુલ પ્રમદાનારે પ્રીતે પુરીયારે, રાખી દુષ્ટ સભામાં વળી લાજ,
દીન જાણીનેરે અમને કૃપા કરોરે, મહેતાજીને મુકાવો મહારાજ.
ગ્રાહને થકીરે ગજ મુકાવીયોરે, વારે તમે ધાયા અડવાણે ચર્ણ;
દાસના દોહલા તમે સહી નવ શકોરે, શું સુતા છો અશરણ શર્ણ.
સોરઠને સબળું હરજીયે હસાવીયુરે, હારમે ઘણી લાગી વાર;
હળવાંને પડયારે સહુ હરખે ભર્યારે, વાર્યા નહી કીધું નંદકુમારરે.
ગુણલા સાંભળીનેરે પ્રભુ સહી નવ શકોરે,એકલા શો કરશોરે વીલ ।
દીન જાણીને અમને દયા કરોરે, પુરો અમ અબળા કેરીરે આશ.સ
વોનંતી અમારી સ્વામી તમે સાંભળોરે છોજી તમેભક્તવત્સલભગવન
કર જોડીનેરે કરે છે વિનંતીરે, માનબાઇ માંગે છે રે માન.

## પદ ૬૯ મું રતનબાઇ કહે છે.

દામોદર દીનનેરે દર્શન દિજીએજી, વાલા તારો મહેતાજીરે દુર્લભાય
જનમો જનમનારે દાસ તમારોરે, શામળયાજી કીધી છે સહાય.
નરસઈયાને મંડળીક મારશેરે, તમો પહોડયા રાધાજીને ઘેર;
ગોપીગોની સાથેરે પ્રભુજી રંગે રમોને,સ્વામી તમ સેવકની શી પેર
પ્રીતલડીના બાંધ્યારે પ્રભુજી પધારજોરે, વાલોજી રમીયા રાસવીલાસ
મોગરાની માળારે લેતા આવજોરે, પુરો અમ અબળા કેરી આશ.
બ્રહ્માંડ તો ભટકીરે અમોભુલા પડયારે,પામ્યા શ્રીગોકુળમાં તો ઠામ
નરસઈયા સાથે લઇ રહ્યા રૂથણુંરે, તેમાં નહી સરે શામળયજી કામ

વૃંદાને વનમાંરે લાડ લડાવીયારે, તેવી પ્રભુ પુરો અમારી આશા,
વીઠલજી વીનંતી કશે નહી સાંભળોરે, અમો છીએ તમારા દાસ.
દીન જાણીને અમને દયા કરોરે, નરસઈંગો મુકે છેરે માન,
એ છે વીનતીરે રતનબાઈનીરે, સામળીયાને કરે છેરે સાન.

## પદ ૭૦ મુ—કાનબાઇ કહે છે

શામળીઆ સ્નેહીરે અમઘેર આવજોરે, કહું મારા મનડા કેરીરે વાત
મોગરાની માળારે લટકતી લાવજોરે, રસીલા વીતી ગઇ બધી રાત
દોહતે કૃષ્ણજીરે કામનીના પુરનાર, આવોજી સભા મધ્ય મહારાજ
મહેતાજીને મંડળીક મારશેરે, લક્ષ્મીવર જાશે તમારી લાજ.
હાર ન આપ્યો અતી હળવા પડયારે, તે તમને કેમ ગમે છે નાથ,
વીનંતી કરીને કાન તમને કહુંરે, બુડતાને આવી ઝાલો હાથ.
પ્રીતલડી બંધાણીરે પ્રભુ તમથી ઘણીરે, અમો બીજાકોની કરીએ આશ
વેળા તો વીતીછેરે જુવો જાદવારે, આશા નથી ઉઠો શ્રી અવીનાશ.
વીલંબ કરવાથીરે વાત વણશી જશેરે, પ્રીતમજી પધારોને આવાર
કાનબાઈ કહે છે રે મોહનજી માનીયેરે, હરી મારા નોધારા આધાર

## પદ ૭૧ મુ પાનબાઇ કહે છે.

મારા જદુપતિ જાદવારે, વીનતી સુણોને વીશ્વાધાર,
શરણુ તમારે છું હું શામળારે, તોયે વાલા કેમ કરો છો વાર.
સભા સહુ દેખતારે હાર આંપીયેરે, બીરદ પાળોને પોતાનું શામ,
સહાય સેવકની કોડે કીજીએરે મહેતાજીની મનની પુરો હામ.
ગોકુળમાં ગીરધારીરે રક્ષાકરી ગાયનીરે, ગોપીઓને ઘણાલડાવ્યાલાડ
તેમ મહેતાજીની આશ પુરીએરે, અબળા માનું તામારો પાડ

જગમાં જનમીનેરે અમો ભુલાફર્યારે, નીચ ભક્તિ કરીને પામ્યાઠામ
બ્રાંહ્મ જ્ઞાનીરે લાજ બધી નાથનેરે, પ્રીત કરી તમે શું સુંદરશ્યામ
તમારે જગતમાંરે ભકતો અનેકછેરે, અમારે તો એક તમે ભગવાન
પાનબાઇ કહેછેરે પ્રભુજી પધારીયેરે, વાલા હાર આપીને રાખો માન

## પદ ૭૨ મું

સુરસેનાની વીનંતી જાણીરે, આસનેથી ઉઠયા સારંગપાણીરે,
જળહુબતા બ્રહ્મ આવેરે, સખી હરખ ધરીને વધાવેરે.
સઘળી બાઇને બીડી આપીરે, દિશ ઝળ્યા તે સઘળા પાપીરે,
નવ જાણે નરસઇઓ વીચારરે, આવ્યા મંડપમાં દેવ મોરારીરે.
મુખે બોલ્યા શ્રી જુગદીશરે, નામ સર્વ સખીને શીશરે;
તમારી સ્તુતિ સહી નવ જાયરે, એમ બોલ્યા તે જાદવ રાયરે.
સર્વ સખીને દીધું આલીંગનરે, દીન વચન બોલ્યા જગજીવનરે;
સર્વ સખીને સમરપ્યા હારરે, નયણે વહે છે જળની ધારરે.
તમે શાને કરો વીલાપરે, હાર આપું આપોઆપરે;
તમે વેચો તો વેચાઉંરે, કાચે તાંતણે બાંધ્યો આવુંરે.
બ્રહ્માદિકને વશ ન થાઉંરે, વેદ વીધા હોએ ત્યાં ન જાવુંરે,
એવું બોલ્યા શ્રી જુગદીશ, નામી સર્વ સખીને શીશરે.
જેમ મંત્ર ઘણો અભીમાનરે, ત્યાંથી દુર સદા ભગવાનરે;
હું તો સત્ય વચનજ ભાખુંરે, હું તો લજ્જા સેવકની રાખુંરે.
તમે જેરે માગો તે આપુંરે, તમ વચન કદી ન ઉથાપુંરે.
તમને કહું વીસ્તારી વાતરે, મહેતાજીની વધારૂં ખ્યાતરે;
માટે કહોને કેદારો ગાયરે, તે વીના નહી હાર અપાયરે;

હું તો જઈ બેસું આસનરે, સત્ય માનજો મુજ વચનરે.
તમો પ્રાણ થકી છો પ્યારારે, ક્ષણ ન એક મુકું ન્યારારે.
એમ બોલ્યા દામોદર રાયરે, સહુ સખીઓને હરખ ન માયરે.

## પદ ૭૩ મું-રાગ આશાવરી.

સખીઓ જયારે હરખજ પામી, ત્યારે રીઝીયા સારંગપાણીરે;
હરી હરી વચન શ્રીમુખ બોલ્યા, ધન્ય ધન્ય છે વઈષ્ણવ વાણીરે.
કુંવરબાઇ કહે કરજોડી, સાંભળો મારા તાતજી;
દામોદર રાયને ઘણો વહાલો છે કેદારો સાક્ષાતજી,
ગીરીવરધારી ને કુંજબીહારી, તે સાથે છે હેતજી,
દામોદર શું પ્રીત બંધાણી, છે રાગ કેદારાની જોડજી,
મહેતાજી મન સ્થીર કરી રાખો, નહી મુકે નાથ તમારોજી,
દામોદરાયને ઘણો વહાલો છે, તે ગાયોને રાગ કેદારોજી.
મહેતાજી કહે પુત્રી માહરી, દેવાળીયા કહેવાય તેહજી,
સાઠ રૂપઈએ ઘરેણે મુકયો છે, માટે કેમનો કેદારો ગાઇએ,
ધરણીધર મહેતાજીને મંદીર ખત લખીને આપ્યુંજી;
તે રૂપઈયા આપ્યા વીના, જો ગાઉ તો જીભ કાપુંજી.
અટક સાંભળી મહેતાજીની, સમરથ સારંગપાણીજી;
કેદારો મુકાવા ચાલ્યા; પ્રીત પુરવની જાણીજી.

## પદ ૭૪ મુ રાગ કેદારો.

કેદારો મુકાવાને ચાલ્યા, ભકતવત્સલ ભગવાન સ્વરૂપ;
ધરણીધર મહેતાજીને મંદીર, લઇ ચાલ્યા મહેતાજીનું સ્વરૂપ;

ધન આપી ખત માગીરે લીધું મહેતાજીનો મહિમા વધાર્યોરે બહુ,
ધરણીધર નાગરને ઘેર એક અપાંગળી હતીરે વહુ.
તેને ઘેલી કહી સહુકો બોલાવે, તેને મંદીર પધાર્યા ભગવાન,
મસ્તક હાથ મુકીને હઠાડી, તેનું રૂપ કીધું લક્ષ્મીજી સમાન.
એક પંથ બે કાજ કરીને, હરિ આવ્યા જુનાગઢ મોજાર;
મહેતાજીને ખોળે ખત નાંખ્યું, અંતરિક્ષ રહીને મોરાર.
તેરે શ્રીપતે સરવે દીઠું, મંડળીક પાસે માંગે માન,
નરસઇયો ઇશ્વરનો સેવક, કહ્યું કરો હુઠીલા દાજન,
અન્યોઅન્ય સહુ વાત કરે જે, ખત આપ્યું દામોદર રાયે;
નરસઇયાને મંદીર મોકલો, નહી તો આપણો મહિમા જાય,
તળાજેથી તત્ક્ષણ આવ્યા, કહે ધરણીધર સાંભળો રાય;
હરીના જન હરી સરખા જાણો, મહેતાજીને લાગો પાય.

## પદ ૭૫ મું રાગ સારંગ

દ્વારીકા પહોંચ્યા કમળાપતિ, રામાનંદ પ્રત્યે કહે વીનંતી;
તમે જુનાગઢ લગી વેગે જાઓ નરસઇયા નાગરને કરો પસાવો.
આવ્યા રામાનંદ સગા મોજાર એવે ધરણીધર કહે છે વીચાર,
મેહેતાજીને રૂપે આવ્યા ભગવાન અપંગ વહુ કીધી લક્ષ્મી સમાન.
અથ આપી ખત લીધું હરી, ધરણીધર વાણી ઓચરી.
શ્રીપતિ સાંભળીને દિલગીર થયા, મંડળીક રાય વીચારી રહ્યા.
અન્યોઅન્ય વારતા ઓચરે, વૈષ્ણવ સાથે દ્વેષ કોણ કરે;
દક્ષણવંત ગંગોદક ભર્યો, નરસઈ નાગર વૈષ્ણવ ખરો,

ગયો રત્ન ગળાણું રાય, રત્ન જડેને જીવે ગાય;
એવી પ્રીત દામોદર ક્યાંથી કરે, ભાંગી ભોગળ હાર કંઠે ધરે.
તે માટે મહેતાને મોકલો ઘેર. બ્રાહ્મણ શું નવ કીજે વેર;
વેર કીધે નવ થાએ ભલું, તે માટે કહીએ એટલું.
એમ સમાજના સરવે કહે તે તો મંડળીક સરવે લહે.
પ્રબળ પ્રધાન વીચારે પેર, નરસઇયાને મોકલીયે ઘેર

## પદ ૭૯ મું

રામાનંદ સન્યાસી એણી પેરે કહે, એ કથા અધવચ નવ રહે;
કોઇ કોઇની કુડી પક્ષ કરે તે સન્યાસી નરકે સંચરે;
વૈષ્ણવ જનને નીંદે જેહ, કુંભીપાક પડે નર તેહ;
પાંડુપુર નગર છે એક, તેમા નામો ભક્ત વીશેક
નામ દેવને હરીશું પ્રીત, રામાનંદ કહે શુભ રીત;
બ્રહ્માણે આણી મસતક ગાય, લઇ બાંધી સુલતાન સભાય.
નામદેવે સજીવન કરી, તુલસી માળા કંઠે ધરી;
નામદેવ નર હરીગુણ ગાય, આવ્યા સમરથ વૈકુંઠરાય
જુઠા લોક સહુ જોઇ રહ્યા, વૈષ્ણવ જન તે સાચા થયા;
ભગત જગતને આદથી વેર, પ્રભુ સેવક જાણે પેર
પ્રહલાદજી પર કોપ્યો તાત, વીભીષણને વીરે દીધી લાત;
અમરીષને દુરવાસા કોપીયો, ધ્રૂવ બાળક તે વનમાં ગયો
ત્યાં મળીયા રૂષી નારદરાય, આપી મંત્ર કરીયો વીદાય;
તેણે ધર્યું હરીનું ધ્યાન, પ્રસન્ન થયા પોતે ભગવાન.

ભક્ત જાણીને શુદ્ધ લીધ, ધ્રૂવજીને તો અવીચળ કીધ;
સુધનવા ઉગારીયો હરી, તેલ કડાયો શીતળ કરી.
પંચાળીના પુરીયા ચીર, તે તો પોતે હળધર વીર;
માટે મહેતા તમને કહું સંસારી ચરીત્ર હું ઘણું લહું.
હાર લીધા વીના જાયે ઘેર, તો વૈષ્ણવની લાજ રહે શી પેર;
ભાંગી ભોગળ ને આપ્યો હાર, ત્રીભુવન વરતે જયજયકાર.
નીજ ધરણુનો બેલી મહારાજ; ઠામ ઠામ જનની રાખે લાજ
રહો વીશ્વાસે આણે ઠામ, હયે ડગમગ આવે કામ.
મેહેતા તમારી ભક્તી ખરી, હાર આપે હેતે હરી;
રામનંદ એણી પેર ઉચરે મહેતાજી મન હરખજ ધરે.
કેદારો આલપીને માજ, સરવે સખીને આનંદ સાજ,
જય દામોદર જય રણછોડ, નીજ ભકતના પુરો કોડ;

## પદ ૭૭ મું રાગ કેદારો

મારા વાલાજી રાગ મુકાવીને આવ્યા, મેહેતો ખત વાંચીરે ખુંખારેરે;
નાચે કુદે ને તાલ વજાડે, મારો વાલોજી નવ વીસારેરે;
મધુરે સ્વરે કેદારો ગાયો, મારો ગોરીયો અમાણુ આવ્યોરે;
ઠમકે ઘુઘરી નેપુર વાજે; માહરો રાગ કેદારો મુકાવ્યોરે.
પ્રગટ થાઓ પાતળીઆ સભામાં મુજને આપો હારરે;
આવો છબીલા શાછડુ દીજે શાને આવડી વારરે,
મલપતા મંદીર આવો, જાણુ દીન દયાળરે
સભા સરવ દેખતાં કાનુડા, મારી કંઠ આરોપો માળરે.
એમ કહી ખત મસ્તક મુકયું, સખીઓ થાઓ સાવધાનરે,
જયજયકાર બોલે નરસઇઓ સરવ સખીઓ કરો ગાનરે.

## પદ ૭૮ મું રાગ પ્રભાત,

દામોદર દિલમાંહે વિચારેરે, મેહેતો ભગત છે માહરેરે,
ક્ષણ એ મુજને નવ વિસરે, ગણે પ્રાણથી પ્યારેરે
એમ વિચારી ગયા અલબેલો, ધરણીધરને ઘેરેરે;
કેદારો મુકાવી લાવ્યા, જુગતે જાણી પેરરે.
ખત લાવીને ખોળે નાંખ્યું, તે તો સરવે જોયુંરે;
મેહેતો મનમાં રાજી થયો બહુ જોતાં મનડું મોહ્યુંરે;
કોડેથી કેદારો ગાયો, તે તો મુજને ભાવ્યોરે.
ઉપમા આપી મુજને બળદની ગોરીઓ ગમાણે આવ્યોરે;
માટે આસન જઈને બેસું, જોને લાગે વારરે.
કેવો ગણીયો મુજને મેહેતે, કેમ આપું હવે હારરે,
રીસ ચઢાવી આસન બેઠા શ્રી દામોદર રાયરે;
તે તો મેહેતાજીએ જાણ્યું હવે શી પેર થાયરે
મેહેતાજી કહે સુણો મોહનજી, રીસાઇને કયાં જાઓરે
જીવ જતાં લગી નવ છોડું, સહાય સામળીઆ થાઓરે

## પદ ૭૯ મું.

ભાગ્ય ભોગળ શામળીઆ સાથી, ઘેલડા મુકાવોને ગોવાળરે
આહિરને આવડો શો અટકો, આપો મોગરાની માળરે.
હવે ગાળ નહી દઉં ગોવીંદજી, ક્ષમા કરો અપરાધરે
શિવ વીરંચી તારો પાર ન જાણે, તે શું કર્યો મેં વાદરે
સુક શનકાદીક ધ્યાન ધરે છે, તે તું નંદકુમારરે,
લક્ષ્મીવર મેં કહ્યો તુજને લંપટ વારંવારરે.

સેવક જનનાં બોલ્યા સામું, જોઇએ નહી જદુનાથરે,
અવગુણુ ભરીયો પણુ છું તારો હેતે ઝાલો હાથરે.
સુખ દુખ લજ્જા પ્રેમી જનમાં, નવ લહે લગારરે,
પ્રેમ વચનમાં જે બોલાયું, વીઠલ વારંવારરે.
ગુણુસાગર છો શ્રી ગીરધારી, બાનાની પત રાખોરે,
મહેર કરી મહારાજ મુજ પર, દાસને દર્શન આપોરે.
આવો આલીંગન દીજે વાલા, સુંદર મુખડું નીહાળુંરે,
ભણે નરસઇયો રજની વીતી થયું ત્રીલોકમાં અજવાળુંરે.

## પદ ૮૦ મું.

જાગ્ય જાગ્યને જદુપતી, રજની વીહાણી,
મંડલીક મુજને બહુ બીવરાવે, જીવન લ્યો જાણી.
અરૂણ ઉદયની વેળા થઇ છે હરણી તો આથમી,
દીપન જોત્યો ઝાંખી થઇ છે કહુ મસ્તક નામી.
વલોણા ગાજે ને ઘંટીઓ ગાજે, પ્રેમદા ભરે પાણી,
કેશવજી તમે કેમ ન આવ્યા, કોણે બાંધ્યા તાણી.
મછકંદ ને કુંદરણુ જીત્યા તેની ઉંઘ તને આવી.
આળસુ કેમ બન્યા અલબેલા, શું બેઠા રીસાવી,
દીનબંધુ છો દામોદરજી, હાર હરી આપો,
નરસઇયો કહે નાથજી મારા, કષ્ટ તમો કાપો.

## પદ ૮૧ મું.

ખત વાંચતાં હું ખચીઓ તેની તમને ચડી છે રીસ રે,
સેવકનાં અપરાધજ સામું શું જુવો જગદીશરે.

શ્રીપતી સહાય કરો સેવકની, વેળા થઈ છે આકીરે,
મોગરાની માળા લઇને પધારો, મહેતાજી થાએ રાજીરે.
ઉઠો ઉઠો હરિ થયું અજવાળું, ખોટી ન થાઓ પળ એકરે,
પ્રીતમજી પ્રેમથી ભેટું મુકી દો હરી ટેકરે.
એવું સુણી ઉઠયા અલબેલા, થયો ત્યાં બહુ કડાકોરે,
જાણે મેઘ ગાજ્યો અષાડો, એવો થયો ભડાકોરે.
મોહનજી કહે સુણો મહેતાજી, અંતર નથી તમ સાથેરે,
પ્રીત કરી તુજને પેરાવું હાર હું મારે હાથેરે.
તુજ વિના મારે નવ ચાલે, હું પુરૂં તારી આશરે,
એમ કહીને બંને ભેટયા, નરસઇયો ને અવિનાશરે.

## પદ ૮૨ મું—રાગ વસંત.

કમાડ કકડીયાં ને ગગને ગગડીયાં મંડળીકનાં મંદીર,
ભોગળ ભાંગીને તાળાંરે તુટયાં, પધાર્યો શામ શરીર.
ખળભળીઆ ખડકોશીશારે, પડે પોળ પગાર,
નાઠા ભર સભાથી સર્વકો, થઇ રહ્યો હાહાકાર.
આસનથી ઉઠયા અવિનાશી આવ્યા સભા મોઝાર,
સભા દેખતાંરે આપ્યો, આપ્યો મહેતાજીને હાર.
પીતાંબર પ્રીતે ઓઢાડયું આપી કાને કુંડળ જોડ,
મસ્તક મુગટ સમર્પી નીચે જય જય શ્રી રણછોડ
મુખ મોરલી મધુરી વજાડે, દીનોનાથ દયાળ
રંગીલો છબીલો છોગાળો વાલો, તે લે ભમરી કરતાળ,
જયજયકાર બોલે સહુ સખીઓ ધન્ય ધન્ય ગોકુળ રાય,
નરસઇયાને ફરી ફરી ભેટે હયડે હરખ ન માય.

## પદ ૮૩ મું-રાગ પ્રભાત.

આકૃડીએ દ્વાર ઉઘાડી, હાર ગોપાળરાયે દીધોરે,
રાજા મંડળીક થરથર કાંપ્યો, મેં મોટો અપરાધ !
સન્યાસી સહુ વિસ્મય પામ્યા વર્ત્યો હાહાકારરે,
જેને જેવા તેને તેવા દીઠા દેવ મોરારરે.
સરસ આશ્રમે નરસિંહ રૂપ દીઠા મુકંદાશ્રમે મુકંદરૂ
અચ્યુંતશ્રમે અચ્યુતરૂપ દીઠા માધવાશ્રમે સુકંદરૂપરે
અદ્ભુતાશ્રમે અચ્યુતરૂપ દીઠાં, વિશ્વંભર વીશ્વરૂપરે,
વીશ્વેશ્વર આશ્રમે વીશ્વરૂપ દીઠા, કેશવાશ્રમે કેશવરૂ
રઘુનાથાશ્રમે રઘુનાથરૂપ દીઠા, ભીમે દીઠા રામરે,
રાજાની માએ ચતુરભુજ દીઠા, રાણીએ દીઠા સુંદર
શ્રીપાત પંડીતે સુદરરૂપ દીઠા, શીષેરૈ દીઠા બ્રહ્મચારી
બ્રહ્મભારથીએ બ્રહ્મરૂપ દીઠા, પ્રાસાદપુરી ત્રીપુરારીરે.
પ્રલંભ પ્રધાને પ્રૌઢ રૂપ દીઠા, મંડલીક કાળરે,
સભાએ દીઠા સુંદર શીરોમણુ, સજ્જને દીઠાં બાળરે
જોગી ધ્યાનીએ જ્યોતીરૂપ દીઠા, કુંવરબાઇએ દીઠા
મહેતાજીએ લટકાળા છોગાળા, દીઠા શ્રી ગોકુળના
અખવપાતને જેનો તેને તેવો, વ્યાપી રહ્યો કરૂણા
મહેતાજી કંઠે આરોપી લેઇ મોગરાની માળરે.
રાગ રાગનું તાન મીલાવે; મોરલી મદન ગોપાળરે,
જયજયકાર કહે સરવકો હરી ભક્તવત્સલ પ્રતીપાળ

લોક સહુ રાજાને કહે છે, તમે મોટો અપરાધ કીધોરે
રામાનંદને રીસ ચઢી બહુ, શ્રાપ રાજાને દીધોરે
પ્રભુના જનને તેં બહુ પીડયો, કાંઇ ન વિચાર્યું આપરે;
ત્રણ જન્મ તું મલેચ્છ થઇને ભોગવ તુજ પાપરે.
ત્યારે સુર સેનાએ હાથજ સહાગો શજાને શ્રાપ દીજેરે.
જેણે આપણું ભુંડું કીધું હોય તેનું રૂડું કીજેરે
ત્યારે રાજા પસ્તાયો પોતે આવિ દંડવત્ કીધોરે;
કુમતિએ મેં કાંઇ ન માન્યું મહારો એક અરથ ન સીધ્યોરે
આગળ સુવર્ણ બ્રહ્મ ગોળો આપી તે કશું ન આવ્યું કામરે
કળીજુગમાંહી હરિ ભક્ત મોટા વળી નારાયણ નામરે
એ વાત તે કોને કહીએ મળ્યા પરધાનને સતર સન્યાસીરે.
નારાયણનો જનમ ત્યારે મેં દુભ્યો હઇએ ન જોયું વીમાસીરે.
ત્યાં મહેતાજી એણીપેરે બોલ્યા સાજાનો સાહીહાથરે
વાંક સઘળો છે તારી માતનો, તેને પુછ તું વાતરે.
રાજા જઇ માતાને કહે છે, હવે ચી પેર થાશેરે,
માતા કહે તેં કહ્યું ન માન્યું જુનાગઢ તુજ જાશેરે.
વલતો રાજા એણી પેરે બોલ્યો મા સઘળો તારો વાંકરે.
સાચું કહેજે નીપજ્યું હોય તે હું થઇશ તારો રાંકરે.
વળતી માતા એણીપેરે બોલી કહું છું સાચું હુંયરે;
મ્લેચ્છ સેવકનું મુખ મેં જોયું, પેટ રહ્યો જન્મ તુયરે.
દુષ્ટ તણું મુખ જોતાં આવો નિર્દય જોતાં તનરે
કહ્યું ન માન્યું પ્રથમ કોઇનું પીડાયા હરીના જનરે

એવું સુણીને મંડળીક મનમાં પસ્તાયો બહુ આપરે
નરસઈયાને પિડા પમાડી તેથી પામ્યો શ્રાપરે.

પદ ૮૪ મું.

શ્રી દામોદરે દયા કરીને નરસૈયા નાગરનો રાખ્યો રંગ
સર્વ સેવકના સુખને કારણ રાયે મંડલીક કીધો માન ભંગ
કો કહે કામી ને કો કહે કપટી પણ સેવકને તમારી આશ
રાખી લાજ સભામાં સાચી હરિજન કીધા સઘળા નિરાશ
કળીયુગ માંહે પ્રત્યક્ષ દીઠું નરસૈયાને ઝીગાડયો હોડ,
કાને કુંડળ ઘાલ્યાં મેતાને પીતાંબર આપ્યું કટી છોડ.
એ જાર જાત કાંઈ ન જાણ્યું વૈષ્ણવ સાથે કીધો વાદ,
પ્રજાજનો સહુ એણીપેરે કહે છે, ઉતાર્યો હરિએ એનો ના
જયજયકાર હવો સોરઠમાં મહેતાને આપ્યો હારજ હ
મંડળીક રાયનો મમત હરીને નરસૈયા નાગરની રક્ષા કરી

પદ ૮૫ મુ.

મારા ઠાકોર દામોદરે મારી સાર કરી સંભાળીરે,
વઇકુંઠથી વેગે આવીને આપ્યો હાર ઉતારીરે.
અનેક ભક્તને વાલે લાડ લડાવ્યા સહાય છે સુખકારીરે,
અનેક ભક્ત ઉદ્ધાર્યા કૃપા કરી મુરારીરે.
નૃપતી નીત્ય દાન દેતાં સુવર્ણનું નહાતો ગંગા નીરરે;
પણ વૈષ્ણવથી દ્વેશજ કરતો તેથી પામ્યો કલંક શીરરે.
શુક સૌનકાદીક મુનીવર નારદ નીગમ ચતુર મુખ ગાયરે;
હનુમાન સરખા તાલધરે તોએ હરિગુણ કોણ ગણાએરે

જેની સેવા સુરિનર ઇચ્છે સહસ્ર અઠિયાસી પાયરે,
અમર ઇંદ્રાદિક ગાંધર્વ અપ્સરા ગુણ શ્રી હરિના ગાયરે.
મામેરૂં મોહને કીધું આપ્યાં વસ્ત્ર શણગારરે
મંડળીક દેખતાં મહારાજે મુને હેત દીધો હારરે
સોરઠ જન જોવાને આવ્યા પહોંચ્યા મનના કોડરે
સકલ સભામાં લજ્જા રાખી નરસઈઓ જીંતાડયો હોડરે
કળજુગ માંહી કઠણ માનવી પામર કેને ન પતીજરે,
ભણે નરસઇયો સુણો નારાયણ ચરણ શરણ રાખી લીજેરે.

પદ ૮૬ મું.

શ્રી દામોદર કીધી દયા જે મુગટ સહિત મુને આપ્યો હાર;
બાજુબંધ બેરખા આપ્યા ત્રીભુવન વરત્યો જયજયકાર
રાજા તું ઘેલો થયો જે ખડગ લઇને આવ્યો સંગ,
રશિયાજી શું રંગે રમતા રામા પતિએ રાખ્યો રંગ
શા શા ગુણ ગાઉં ગોવિંદના ઠામ ઠામ રાખી મુજ લાજ,
અફળ ન થાએ અલબેલો સારે સેવક જનના કાજ.
જે જન સેવે સાચા મનથી તે ત્રીકમજી જાણેરે,
ભીડ પડે જયારે સેવકને સહાય કરે તે ટાણેરે.
સજ્જન સર્વે સાચું માનો એ હરિ દીન દયાળરે.
નીજ સેવકની લજ્જા રાખી, કંઠે આરોપી માળરે.

પદ ૮૭ મુ.

શ્રી દામોદરના ગુણ ગાતાં, નર કો દુખીયો ન હોયરે
સદા શામળીયો શરણે રાખે, સન્મુખ આવી જોયરે;

મુરખ મૂઢ હીંડે રવડતો નવ જાણે હરિનો મર્મરે,
સમરણ કરતાં તરતજ આવે પરિપુરણ પરબ્રહ્મરે.
છેલ છબીલો ને છોગળો નિત્ય નિત્ય તેને ભજીયેરે;
મંડળીક માન ઉતાર્યું જેણે કહો કેમ તેને તજીયેરે.
સુખદાતાની પુર્ણ કૃપાથી અવિચળ પદ હું પામ્યોરે;
નરસૈયાના સ્વામીને જોતાં ભવ ભય સઘળો વામ્યોરે.

## પદ ૮૮ મું

વાહાલાના ગુણ શા શા કહું રે, અવસરે અવસરે આવી રાખે લાજ,
પતીત પાવન હરી નામ તમારૂં, પ્રગટ આવ્યો છો ભક્તને કાજ.
કૃપા કરી મુને હાર આપ્યો, મંડળીક રાય થયો માનભંગ,
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ.
સાચી પ્રીત કરે જે હરીશું, તેના મનના પુરે કોડરે,
કૃપા કરી તમે નરસઇયાને, ભકતવત્સલ પ્રભુ શ્રી રણછોડરે.

## પદ ૮૯ મું

કરજોડીને દાસ વીનવે, હું સંત કૃપાએ સુખ પામ્યોરે,
ભકતના ચરણ રેણુયે નરસઇયો, સકળ વેદના વામ્યોરે.
અલ્પ બુદ્ધિ અજ્ઞાની હતો હું, દેખાદેખી ચાલ્યોરે,
સાધુ સમાગમ નિશદિન કીધો, હરજીયે હાથજ ઝાલ્યોરે.
પ્રજાજન સહુ ચરણે નમીયા, નગર તણા જે વાસીરે,
ભણે નરસઇયો શ્રીહરી સેવો, ટળશે ભવ દુઃખ ફાંસીરે.

## પદ ૯૦ મું

ઓળંભો અકળ નહી જાય મ્હારો વાલો ઓળંભો શ્રીગોકુળરાયરે
કૃપા સાગરે કૃપા કરીને કીધી મહારી સહાયરે.
ઓળંભો ધ્રુવ પ્રહુલાદ વિભિષણ અમરીશ ને હનુમાનરે,
અક્રૂર ઓધવ વિપ્ર સુદામા, વિદુર ભક્ત વરદાનરે.
ઓળંભે વેગે દ્રુપદ તનયા, અર્ણે અહલ્યા તારીરે,
કુબજાનું ચંદન માંગી લીધું, ગોકુળ રાખ્યું મોરારીરે.
ઓળંભો વેગે વૃજ વનીતા. તારણ ગીરધરીરે,
ઓળભો પ્રીત કરી જે મુક્તે, લીલા કુંજવિહારીરે,
સાંદીપને સુત આણી આપ્યો, વેદ વદે એમ સાચુંરે,
મારો ઠાકોર એજ દામોદર. અહોનિશ એને જાચુરે.
ભકતવત્સલ સદા હરી દાતા, દીનોનાથ કહાવેરે,
નરસઇયાના સ્વામી સમરતાં, પુનરપી જનમ ન આવેરે

## પદ ૯૧ મું

નિરખી લોક નગરના હરખ્યા, ધન્ય મેહેતાનો અવતારરે;
મહિપતિ આવી ચરણે લાગ્યા, કરે હરખ ઓછવ નરનારીરે,
અમે અબુધ મુરખ અજ્ઞાની, ખોટી કહી વૈષ્ણવની વાતરે.
સ્વામી સેવકમાં ભિન્ન ન હોએ, શ્રુતિ સ્મૃતિ બોલે વીખ્યાતરે;
છબીલાજીના વાલા જે જન; તે સાથે કરવા દ્વેષરે,
સાચું પાસુ સામળીઆનું, નીશ્ચે લખ્યો મટે નહિ લેખરે.
હરિજન સઘળા દુઃખજ પામ્યા, જેણે કીધાં કુડાં કર્મરે,
ભણે નરસઇયો તમે સુકૃત કરો સૌ, ધરણીધર રાખે ધર્મરે,

પદ ૯૨ મું

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરી, નરસૈયાને ભક્ત તું સાચોરે.
મહેલી પુરૂષાતન સખીને રૂપે થયો, તારો પ્રેમ જોઈ હું રાચ્યોરે.
મુજમાં ને તુજમાં ભેદ નહી નાગરા, માન્ય તું વેદવાણીરે,
હજી પવિત્ર મારા નથી તુજને, માગતાં મોકલ્યું ટાઢું પાણીરે.
મામેરૂં કીધું તે કેમ ગયો વિસરી, હાર આપ્યો તે પ્રત્યક્ષ ભુપરે,
ચૌદભુવનમાં તુજ સમો કો નહી, મ્હારૂં તહારૂં એક રૂપરે,
તારા અક્ષર ગાયને સાંભળે, કુળ સહિત પવિત્ર થાએરે,
ભણે નરસૈયો મીઠું બોલી શું રીઝવો કર જોડી કૃષ્ણજી સમ ખાએરે

પદ ૯૩ મું

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરી. ત્રિગુણ રહિત મન થયુંરે તારૂં
કોટી બ્રહ્માંડનો પતિ કરે વિનંતી, નરસઈયા માન્ય તું વચન મારૂં
બ્રહ્મા શંકર શુક શનક આદે જતી. શેષ નારદ ધરે ધ્યાન મારૂં,
મન કર્મ વચન તું અનુસરે, કોટી મુક્તિ તારે ચરણે વારૂં.
જેવી વ્રજ સુંદરી તેવો તું નરસઈયો, નિર્મળ મને મારો જશ ગાયો,
રાસક્રીડા કરી તુજને મેં દાખવી, હાર આપવાને હું કોંસે ધાયો.
વૃજ લીલા મધ્ય કેલીમાં કાનજી, પુરૂષ નાવે કોઈ પાસે નાવે;
આવ એ શ્રીહરી વ્રજ વનિતા ખરી, નરસઈ વિના લાડ કુણ લડાવે.

પદ ૯૪ મું

સંસારનો ભય નિકટ ન આવે, કૃષ્ણ ગોપાળને ભજતારે;
ત્રિવિધી તાપ ટળે સહુ તનના, મોહ માયાને તજતારે.
ધ્રુવની દ્રઢ ભક્તીને જાણી, અવીચળ પદવી આપીરે;
ભક્ત પ્રહલાદ ઉગારી લીધો, જન્મ જરા જડ કાપીરે.

જે જન સાચો ભાવ રાખી, જપે શ્રી જગદીશરે;
શરણાંગત રાખે શામળીઓ, કાપે સહુ કિલ્મીષરે.
શ્રી દામેદર જેવા દાતા, જગમાં મળે ન કોઈરે;
નરસઇયો કહે નીશદિન જપીયે સકળ કારજ સિધ હોયરે.

## પદ ૯૫ મું રાગ કાલેગ.

### મહેતાજી અને ઢેડ લોકોના પ્રસંગ વિષેનું પદ.

ગીરી તળાટીને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નાવા જાય;
ઢેડ વરણમાં દ્રઢ હરી ભક્તી, તે પ્રેમ ધરીને લાગ્યા પાય.
કરજોડીને પ્રાર્થના કીધી. વીનંતી તણા બહુ વદયારે વચન;
મહાન પુરૂપ મારી અરજ એટલી, મ્હારે આંગણે તમે કરો કીરત
પ્રેમ પદારથ અમો પામીયે, વામીયે જનમ મરણ જંજાળ;
કર જોડતામાં કરૂણા રૂપજી મેહતા વૈષ્ણવ પરમ દયાળ
પક્ષા પક્ષી ત્યાં નહીં પરમેશ્વર, સમદ્રષ્ટી સર્વ સમાન,
ગૌમુત્રે તળસી સ્થળ લીંપજો; એવુ વૈષ્ણવે આપ્યું વરદાન.
મેહેતાજી નીશાળે આવ્યા, લાવ્યા પરશાદ કર્યો ઉત્સવ;
ભોર થયાં લગી ભજનજ કીધાં, સંતોષ પામ્યા સહુ વઇષ્ણવ.
ઘેર પધાર્યો હરી જશ ગાતા, વાતા તાલ શંખ મૃદંગ;
હસી હસી નાગરો તાળીઓ લે છે. આ શારે બ્રાહ્મણના ઢંગ
મૌન ગૃહીને મેહેતાજી ચાલ્યા, અધરધરાને શું કેશું;
જાગ્યા લોક નરનારી પુછે, મેહેતાજી તળે એવા શું
નાત ન જાણો ને જાત ન જાણો ન જાણો કંઇક વિચાર,
કર જોડી કહે નરસઇયો, વઇષ્ણવનો મને આધાર.

## પદ ૯૬ મું

એવારે એવા અમો એવારે એવા, તમો કહો છો વળી તેવારે,
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો, તો કરશું દામોદરની સેવારે.
જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતુંરે,
હવે થયું છે હરીરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતુરે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડોરે,
તમારે મન માને તે કહેજો નેહ લાગ્યો છે મને ઉંડોરે.
કરમ ધરમની વાત છે જેટલી, તે મુજને નવ ભાવેરે.
સઘળા પદારથ જે થકી પામે મારા પ્રભુની તોલે નાવેરે.
હળવા કરમનો હું નરસઇયો, મુજને તો વઇષ્ણવ વહાલારે,
હરીજનની જે અંતર ભજશે. તેના ફોગટ ફેરા ઠાલારે.

## પદ ૯૭ મું.

### મહેતાની સખી માનબાઇનો વિનતી.

સાંભળોને સામળીયા વાલા, મારે તમથી નથી કાંઇ કાચુંરે,
હરીજન સહુ મળી આડું બોલે છે રખે તે માનતા સાચુંરે.
અંતર જાણો અલબેલા મહેતાજી તાત છે મહારારે,
સહુ મળી મુજને સંતાપે શું કહીયે વારે વારેરે.
નાગર સરવે નાત મહેતાજીનું નોતરૂં ટાળ્યુંરે,
કષ્ટ કટારીને દેહજ પાડું, જો પ્રભુ સામું ન ભાળ્યુંરે.
જો મહેતાજી જમવા આવે મ્હારે તમારે શી માયારે,
ઓર નથી બીજું જગજીવન, પાડીશ મ્હારી કાયારે.
નાગર સહુ નાહી નાહીને આવ્યા, પહેર્યાં પીતાંબર ભાવ્યારે,

એકાએક નગરમાં ઢેડ બેસે તેવા શામળીયે બતાવ્યારે.
અંતર જામીયે અરજ સાંભળી, નાગર જમવા બેઠારે,
એકાએક કરમાં અસ્થિ લઇને, નાગરમાં ઢેડ પેઠારે.
એક એકના મુખ સામું જોયું, આ તે શું કહેવાયરે,
નાગર સહુ નાતબહાર રહીશું, હવે ક્યાં નાસી જવાયરે.
નાગર સરવે નાત મળીને કીધો એક વિચારરે,
જો મહેતાજી જમવા ન આવે તો, નાત નીકળો ગામ બહારરે.
ભક્તરાજને જમવા તેડાવો, મન મનાવી લાવોરે,
કૃપાનાથ કૃપાવંત થઇને, હવે તે જમવાને આવોરે.
નાગર સર્વે સાથ મળીને મહેતાજીને તેડવા પધાર્યારે,
શું છે મહેતાજી જમવા નથી આવ્યા, વાટ જોઇ જોઇ અમે હાર્યારે.
મરડ નથી મહેતાના મનમાં, તેડ્યા તત્ક્ષણ આવ્યારે,
માનબાઇનો સ્વામી અધીક શીરોમણ સઘળા તે ઢેડ સમાવ્યારે.

પદ ૯૮ મું.

પ્રાણુપે મુને વઇષ્ણવ વહાલા, અહોનીશ એને ધ્યાવુંરે,
તપ તીરથ વઇકુંઠ તજીને વઇષ્ણવ હોય ત્યાં જાવુંરે.
અમરીશ મુને અતીશય વહાલો, દુરવાસે મનભંગ કીધોરે,
જગત ભગતની રક્ષા કરવા, અવતાર દશવાર લીધોરે.
બેઠા ગાય ત્યાં ઉભો સાંભળું ઉભા ગાય ત્યાં નાચુંરે,
વઇષ્ણવથી ક્ષણ નહી હું અળગો ભણે નરસઇઓ સાચુંરે.

પદ ૯૯ મું.

હરીની ભક્તિ વિના જે જીવે તેનો અફળ ગયો અવતાર,
તુળસીની માળાને તીલકજ પાખે જુઠડા શા શણગાર.

દશ માસ ઉપર દુઃખ પીલયો કીધું કારજ તે ખરભ
દેહ ધરી દાસ ન કહાવ્યો તેની જનુનીને ધીક્કાર.
વઇષ્ણવ જન વહાલા નહી જેનો મીથ્યા ગયો અવત
નરસઇયા સ્વામી વીના બીજો અનેક ધર્મ વીચાર.

પદ ૧૦૦ મું.

ધન્ય ધન્યરે જીવતર વઇષ્ણવનું જ્યાં જોઇએ ત્યાં હરીગુણ
ચઉદલોકમાં પહેલી પુજા નર નારી તે વઇકુંઠ જાય.
વઇષ્ણવ કેરા ગુણ લક્ષણ, તિલક છાપ ને તુળસીની
વઇષ્ણવ કેરા વેશ દેખીને, જમકિંકર નાસે તત્કાળ.
જન્મ મરણ કેરા છુટે, જમ જોખમથી રાખે અંગ,
સંસાર માહે તે નર જીત્યા, જેને નીશદીન વઇષ્ણવ
માતા પીતા કેરૂ કુળ તારે, પરદેશી પાવન પરિવાર,
ભણે નરસઇયો હરીગુણ ગાતો, પુનરપી તેને નહી અ

પદ ૧૦૧ રાગ આશાવરી.

નરસઇયાને કીધી દયા, વઇકુંઠનાથ તે સન્મુખ થયા,
આપી માળ પરમ ઉમંગ, રમાપતીએ રાખ્યો રંગ.
પાંચે શબ્દ વાગે નિશાન, રાય કરજોડીને આપે માન
રાખો મહિતાજી મહીમાય, નીચો નમીને લાગ્યો પાય.
દુષ્ટ થકી દુષ્ટ આગળો જન, થોડે દહાડે મલેચ્છજ થા
વઇષ્ણવ જનની નીંદા કરે, નીશ્ચે નરકે સંચરે.
નીશદીન લેશે હરીનું નામ. તેના થાયે સઘળા કામ,
ભણે નરસઇયો જે સેવા કરે, પુનરપી તે જન નહી ગ

પદ ૧૦૨ મું.

મંડળીક આવી લાગ્યો પાય ક્ષમા કરો મંદમતી રાય,
પ્રલંબ પ્રધાન વીનય બહુ કરે, આંખો નયણે નીરજ શરે.
શ્રીપત સર્વે મેહેતાજીને નમ્યા, અમો અતિશય તમને દુમયા,
અમે અજ્ઞાન થયા મહારાજ, રાખી દામોદરે તમ લાજ.
ભીમ મહેતાજીને પ્રણામ કરે, સન્યાસી વિનવ વચન ઉચરે,
દ્વેશી નાગર ઘેરજ ગયા, વઇષ્ણવ સર્વે આનંદાતજ થયા.
એ હરીજનનો મહિમા કહ્યો, રાય મંડળીક પોતે લહ્યો,
સભા સર્વંજન બોલે પે મેહેતાજી પધારો ઘેર.
સખીગો સહીત ઉઠયા તેણીવાર, સર્વ બોલે ત્યાં જયજયકાર,
મેહેતાજી આવ્યા મંદીર માંહે, વઇષ્ણવ જનોએ વધામણા ત્યાંહે.
નરસઇયો કહે જપો હરીનામ, દામોદરને કરો પ્રણામ.

પદ ૧૦૩ મું-રાગ આશાવરી.

સંવત પંદરે બારોતરમાં ચઇત્ર શુદ સપ્તમી રવીવારે;
અતી આનંદે માળા ગાઇ, નરસઇયો, ઉતર્યો પારરે;
વધરૂત બ્રાહ્મણીપાત કોટીહાશી દીન, વઇષ્ણવ સુણે સંભળાયરે,
અગમ અગોચર પાતક જેવાં. તે સઘળા બળી જાયરે,
જે જન સાંભળે ભાવ ધરીને નરનારી, દુખીયા ન થાયરે,
ભણે નરસઇયો તે વઇકુઠમાં ગરૂડે ચડીને જાયરે,

પદ ૧૦૪ મું.

આવો અમારે દેશરે, મીઠા મોહન માવા,
દહીં દુધને વળી ઘૃત ઘણું, ખીરમાં ખાંડ ખાવા

રસોઇ કરી ભાત ભાતની, કાન તમારે કાજે,
પ્રીતમ પ્રીતે પધારીયે કૃપા કરીને આજે.
ગંગાજળ મેં ગરમ કર્યું નાથ તમારે નાવા,
આપુ પીતાંબર પહેરવા ચાલો પરસાદ ખાવા.
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યો છે ધાઇ,
ગોપીયો દેખી ઘેલી થઇ, અતી મન હરખાઇ.
ભાવે ભોજન જમાડીયા, બીડી પાનની દીધી,
ઘણા દીવસની ગોઠડી, આજે કાન આગળ કીધી.
પ્રેમની સાંકળે બાંધીયા હવે નહિ દઉં જાવા,
નરસઇયાના સ્વામી શામળા, ચાલ્યા ગોકુળ ગાવા.

## પદ ૧૦૫ મું.

ગુરૂપદ વંદીરે વાણી ઓચરૂરે. હું છું બાળક અબુદ્ધ અજા
અપરાધ સામુંરે મા જોશો દયાનીધીરે,બોલ્યું અબોલ્યું કરજો પ્ર
ભવસાગરમાંરે ગુરૂનાવે હું ચઢયો, સહજમાં આવ્યા સાગર પા
હોડાને હીલ્લા તોરે મુજને નવ નડયારે, સદગુરૂ સાવધ હાંકણ
વેપાર તો કીધોરે હરી નામનોરે, કીધો ગુરૂરૂપી દલા
માલ હોરાવયોરે સુગમ શોધે કરીરે, આ ભવમાં કીધો ન્યા
ગુરૂ મહીમાનોરે પાર હું કયમ લહુંરે, થાકી સરસ્વતી થાકયા વે
શીવ સનકાદીકરે વર્ણવી નવ શકયારે (એવો)ભારે ગુરૂ ગુણનો
ગોવીંદથી અદકારે સદગુરૂ ગુણનીધીરે અધમ ઉદ્ધારણ કહાવે
તનમન અરપીરે સેવા સદા કરૂંરે,નમી નરસીંહ કરે છે પ્રણા

## પદ ૧૦૬મું.

એક તું એક તું એમ સૌકો સ્તવે, કોણ હું તે નહી કો વીચારે.
કોણ છું ક્યાં થકી આવ્યો જગ વીશે જાઇશ ક્યાં છુટશે દેહ ત્યારે.
પ્રતીદીને જડ કને જઇ કરી યાચતો ઇશ તુ સહાય થાજે સહારે;
તોય પણ દુઃખ તો લેશ ટળતું નથી થાકતો તું કદારે
કોઇ તો ઉદ્ધ ગગનમાં તાકતો ભીખતો જોઉં હું નમ્ર વાણી,
કોણ હું કને માગું શા હક થકી તે નથી જાણતો મુરખ પ્રાણી.
એમ કરતાં કરી લાભ જો પામ્યો તો કહે હરિ તણી સાહ્ય થઇ;
કામ કથળ્યા થકી ભવિષ્યને ભાંડતો પુર્વના કર્મનું નામ લેરે,
પુર્વના કર્મ જો હરી ભજે નવ ટળે તો કહો કોણ તે કામ કરશે;
સત્ય સમજી કદી પમપદ પરખશે ભવભય ભર્મને તેજ હરશે.
આકના વૃક્ષથી આમ્રફળ વેહવા મુરખો જો કદિ આશ ધરશે;
શ્રમ વૃથા તેહનો તો જઈ જગ વિષે જ્ઞાન હીણો સદા તેજ ડરશે.
જીવ ઇશ્વર અને બ્રહ્માનો ભર્મ મા સત્ય વસ્તુ નહી સંધ જડશે;
હું અને તું પણ તજીશ નરસિંહતો ગુરૂ તમે હર્ષથી પાર પડશે.

## પદ ૧૦૭ મું—રાગ મલ્લાર.

ઉભીરે આળસ મોડે આ જોને ઉભીરે આળસ મોડે;
આછો સાળુ શોરપર ઓઢયો, રંગ ભર્યા છે થોડે થોડે.
ચરણમાં નેપુર ઝુમઝુમ બોલે હિંડે છે વાંકે આડે,
સોનાની ઝારી સરસ સમારી માંહી નીર ગંગાજળ જોડે
મેહતા નરસઇયાને પાણી પાવા મારો વાલોજી આવ્યા છે હોડે,

## પદ ૧૦૮ મું.

મોહ્યાછે મુનીવર રાયરે ગોરી તારે તાજુડે મોહ્યા છે મુનીવર રાયરે
રૂપ સકોમ દીસે છે સુંદરી આધ ઇશ્વરી મોટી માયરે,
આરે વેણુ તમે ક્યાંરે ગુંથાવી સણુગટ વાળ્યો સુધારી;
આ કંચવો તમે ક્યાં સીવડાવ્યો, માંહે છે વ્રજ કેરી નારીરે
રૂમઝુમ રૂમઝુમ નેપુરે વાજે, ઘુઘરીયો માંહી ઘમકેરે.
હાર ગળામાં એણીપેરે ઓપે ગગનમાં વીજળી ચમકેરે.
નીલવટ આડ કેસરની કીધી મૃગમદ ટીલડી કરેલીરે;
આંખલડી તારી અની અણુયાળી ગળામાં હીંડે લાલ ઘેલીરે
ચંચળ દ્રષ્ટે ચારે દીશ જોતી ચીત ચોરવાનો ચાળારે;
નહી અમળા એ મેહેતા નરસઇનો સ્વામી સુંદર વદન નીહાળેરે

## પદ ૧૦૯ મું.

હરી આવ્યા છે નારીને વેશેર એને કોઇ જુઓરે;
શીવ બ્રહ્મા તેનું ધ્યાન ધરે છે એને જોઇ દુઃખડાં ખોવોરે
માત પીતા એના મનમાં વીમાસે એ અહીં ક્યાંથી આવીરે;
અચરત સરખું સહુકોને લાગે. એતો જગની ઝારી ક્યાંથી લાવીરે.
ભાઇ પોતાનો તત્ક્ષણ ઉડયો આવ્યો છે મંદીર જાણીરે;
રતનબાઇ ઘરમાં વ્યાકુળ ફરે છે હયો પીયો મહેતાજી તમે પાણીરે
પુત્રીને પરમેશ્વર જાણી સભા મધ્યે આણીરે;
અંતરધ્યાન થયા અલબેલા ત્યારે વાત સઘળી જાણીરે.
જયજયકાર થયો જુગ બધે સહુને હરખ વધ્યો ઘણો હઇએરે
માનબાઇના સ્વામીની સંગે રમતા, એના ચરણ કમળમાં રહીએરે

## કૃષ્ણજીના મેળાપ વિષે પદ ૧૧૦ મું.

હળવે હળવે હળવે હરજી મારે મંદીર આવ્યારે;
મોટે મોટે મોટે મેં તો મોતીડે વધાવ્યોરે
કીધું કીધું કીધું મુજને કાંઇક કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારૂં ચિતડું ચોરી લીધુંરે.
જાગી જાગી જાગી હું હરિમુખ જોઇ જાગીરે
ભાગી ભાગી ભાગી મારા ભવની ભાવટ ભાગીરે.
ફુલી ફુલી હું તો હરીમુખ જોઇ જાગીરે;
ભુલી ભુલી ભુલી મારા ઘરનો ધંધો ભુલીરે.
પામી પામી પામી હું તો મહાપદાને પામીરે,
મળીયો મળીયો મળીયો મહેતા નરસઈયાનો સ્વામીરે.

## ઈશ્વર જાણવાના ઉપદેશ વિષે.

## પદ ૧૧૧ મું.

જુવાનીને દહાડેરે હરીને જાણ્યા નહીરે, મોહ્યું પરદારા સાથે મન,
કાંઇકને મોહ્યારે કામની કલ્પમાંરે, કાંઇક એક જોડવા ધાયા ધન.
પચીસ ને પચાસરે પરપંચમાં ગયારે,
દોહીલા આવ્યારે સાઠ વ.ના દાન,
સીત્તેરને સુમીરે કાંઇ સમજ્યો નહીંરે,
પછે ચાલ્યો સાધન કરવા વન જુવાનીને.
આંખડીયે ન સુઝેરે ગળે બહુ નાસીકારે,
બોલે તે તો સંભળાય નહી કરણ.

માયા તો ન મુકેરે તુટે નહી તૃષ્ણારે,

ઓળખાય નહી અશરણ શરણ.

હાથમાં લાકડી ચરણ ચાલે નહીંરે, તુટીને શીતળ થયું છે તન,

મુખમાંરે દાંતરે એકે દીસે નહીંરે, તોય પાપી ઉદર માંગે અન્ન.

ભાગ્ય જેનું ભલુંરે આ અવસરને ઓળખ્યોરે,

તે તો પ્રાણી કહેવાય હરીજનના,

નરસઇયાના સ્વામીનેરે સુખમાં સંભાળજોરે,

જો હોય પેલા ભવનનું પુન્ય ભવા.

નરસૈય મહેતાના પ્રભતીયા સમાપ્ત.

---

# વડો—કકકો.

કક્કા કર સદ્દગુરૂનો સંગ રૂદે કમળમાં લાગે રંગ,

અંતરમાં અજવાળુ થાય માયા મનથી દુર પળાય;

લીગવાસના હોયે ભંગ કક્કા કર સદ્દગુરૂનો સગ ૧

ખખ્ખા ખરેખરી છે વાત જે શ્રીમુખે કહી સાક્ષાત,

જ્ઞાની મુની જોગી જતી ગુરૂકૃપા વિણુ સીદ્ધી નથી;

જન્મમરણની મટશે ઘત ખખ્ખા ખરેખરી છે વાત ૨

ગગ્ગા ગુરૂની સેવા કરો પરનીંદા પરધન પરહરો

પ્રપંચ તે પાડવાનો ઠામ સાચે રાચે સીતારામ;

એ શીખામણ ચીત્તમાં ધરો ગગ્ગા ગુરૂની સેવા કરો. ૩

ધધ્ધા ઘણું કહે શું થાય ભવ તરવાનો ઉપાય,
સમજીને સંસય ટાળવા બાહ્યર ભીતર હરી ભાળવા;
જોતાં જીવદશા તો જાય ધધ્ધા ઘણું કહે શું થાય ૪
નન્ના નિર્મળ તેની દશા જેને રૂદિયે હરી વસ્યા,
પોતાના અવગુણને હણે પરના તો રૂદિયે નવ ગણે;
કોના દોષ ન દેખે કશા નન્ના નિર્મળ તેની દશા ૫
ચચ્ચા ચીત્તમાં ચેતી લે માથે મરણ તણો છે ભે,
કાયા ઉપર તાકે કાળ મોહ પારધીએ માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે ચચ્ચા ચીત્તમાં ચેતી લે ૬
છછ્છા છે માયા ગુણમયી અળવતી પણ દીસે નહિ,
દાનવ માનવ ને દેવતા આધીન થઇ સઉએ સેવતા;
હરિજન આગે હારી રહી છછ્છા છે માયા ગુણમયી ૭
જજ્જા વીરલ જાણે ભેદ માયા પ્રપંછ વિધિ નષેધ,
તે માયાનું તજવું માન માયાપતિ ભજવા ભગવાન,
અંતરમાં ઉપજે નિર્વેદ જજ્જા વિરલ જાણે ભેદ. ૮
ઝઝ્ઝા ઝાંખી જોને જેહ વણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર વિના ભ્રમર ઉડે ગુંજાર;
વિના અર્ક અજવાળું તેહ ઝઝ્ઝા જોને ઝાંખી જેહ. ૯
નન્ના નામ નાવ છે સાર જે બેસે તે ઉતરે પાર
કાળ કર્મ નહિ લાગે લેશ આનંદી છે હારનો દેશ;
તે પદને પામે નિર્ધાર નન્ના નામ નાવ સાર ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે અંતરજામી ઘટમાં મળે,
નાના મોટા હરિના ઘાટ કોઇ સુક્ષ્મ ને કોઇ વધરાટ;
હરિને ભજતાં હુંપદ ગળે ટટ્ટા ટેક જનમનો ટળે ૧૧

ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક જ્યાં ન મળે બીજાની બીક,
નીર્ભય નારાયણનો વાસ પ્રેમ ધરીને રાખો પાસ
સમજુ માની લેને શીશ ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨
ડડ્ડા ડહાપણ મુકી દે સદગુરૂને શરણે રહે.
વચન તણો રાખો વિશ્વાસ કુકલ્પનાનો કરજે નાશ
ઉપ ધાધા અળગો રહે ડડ્ડા ડહાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢેલ વગાડી રહ્યું રૂડા પુરૂષને રૂદીએ કહ્યું,
સમજ્યા તેણે લીધો સાર ગાફલ નર તે ખશે માર
જોતામાં જોબન તો ગયું ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું ૧૪
રેણા રણ ચોરાશી તણું તેનું વ્યાજ વધે છે ઘણું
હાણી ઘરમાં ડુબી ગયો દેવાળું કાઢીને રહ્યો
જમ ઠોકર કરશે તાપાણું રેણા રણ ચોરાશી તણું. ૧૫
તત્તા તારૂં આપ તપાસ ક્યાંથી આવ્યો ક્યાં તું જાસ,
ખેપ કરીને ખોળી હાડ હરીફ હોય તો લાગે હાડ;
મુરખના મનમાં નહિ ત્રાસ તત્તા તારૂં આપ તપાસ. ૧૬
થથ્થા સ્થિર તો રહેવું નથી કેણ રંક કેણ પૃથ્વીપતી
આજકાલમાં જાવું સહી કોટી ઉપાયે રહેવું નહિ
ભાવ ધરી ભજ કમળાપતિ થથ્થા સ્થિર તો રહેવું નથી ૧૭
દદ્દા દેહ દેવળમાં દેવ સેવક થઇને કરને સેવ
પ્રેમ પુષ્પ ને ચંદનહાર જ્ઞાનદિપક ઘરમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ દદ્દા દેહ દેવળમાં દેવ ૧૮
ધધ્ધા ધરજે ધારણ ધીર વાઘ કાચ્છ વશ રાખે ગીર
શબ્દ તણી ધરજે સમશેર શતરૂં દળમાં પાડે ભેળ
સદગુરૂ બખ્તર પહેરે શરીર ધધ્ધા ધારણ ધરજે ધિર ૧૯

નન્ના નીશાન ગુરૂનું છેય ધીરવીર પગ રોપી રેય
કાયર નરનું નહિ ત્યાં કામ શુરવીરનો સાચો સંગ્રામ
જીત્યા નીર્ગુણ જગમાં જેહ નન્ના નીશાના ગુરૂનું છેય ૨૦
પપ્પા પુરાણી જે પ્રીત મેરૂ ચળે પણ ન મળે ચીત્ત
વના પેરે અવીચળ રહે સ્તુતિ–નીંદા–સુખ–દુઃખ સહે
નારાયણુને નીરખે નીત પપ્પા પૂરાણી છે પ્રીત ૨૧
ફફા ફેગટ તે કોણ ફરે સચેત થઇ હરિ સ્મરણ કરે
જન્મ મરણમાં આવે નહિ જેનું મન વસીયું હરિ મહીં
જેહરા વાસ ન નીશ્ચે કરે ફફા ફેગટ તે કોણ ફરે ૨૨
બબ્બા ભજન થકી ભય ટળે નિશ્ચય કાળ કરાગ ન ગળે
ભેખ ધર જે સિદ્ધ થાય ભાંડ ભવૈયા વઇકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરિ મળે બબ્બા ભજન થકી ભય ટળે. ૨૩
મમ્મા માયા મનની જાણ મારૂં તારૂં ખેંચતાણ
સઘળે સરખો આત્મારામ સાંધા વાંધા મનનું કામ
માટે મન હરિ ચરણે આણ મમ્મા માયા મનની જાણ ૨૪
જજ્જા જીવપણું જેહને સંશય શોક સદા તેહને
આત્મબુદ્ધ ન ઉપજે કદી આશા તૃષ્ણા ને આપદા
દેહી દર્શી દેખે દેહને જજ્જા જીવપણું જેહને ૨૫
રર્રા રામ ભજનમાં રહે બીજુ બકનું મુકી દે
વળતો શીદ વદે છે વાદ નીર વલોવે ન આવે સ્વાદ
હરિનું હારદ હેતે ગ્રહે રર્રા રામ ભજનમાં રહે ૨૬
લલ્લ લે તું આતમ લાવ ફરી ફરી ન આવે દાવ
જીતી બાજી હારીશ નહિ સમજીને શીખામણ કહી
હવે ન ચુકીશ આવ્યો દાવ લલ્લા લે તું આતમ લાવ ૨૭

વળી વેદ વચન નિર્ધાર જે પ્રીછે તે પામે પાર
ઉંચ નીચનો અંતર નથી સમજ્યા તે પામ્યા સદ્દગતી
સંશય શોક તજ્જે અંહકાર વળી વેદ વચન નીધાર ૨૮
શસ્શા સાધન સર્વે થયું જેનું ચિત્ત હરિ ચરણે રહ્યું
હરતાં ફરતાં હરિનું ધ્યાન તપ તીરથ તેને બહુ દાન
કોટી વિઘ્નમય દુષ્કૃત ગયું શસ્શા સાધન સર્વે થયું ૨૯
ખખ્ખા ખાંડના બીજાં ભરે કોયલ કાગડો કુંજર કરે
મીન મઘર બહુ જળચર જાત જેવું બીજું તેવી ભાત
મીસરી જોતાં તો મન ઠરે ખખ્ખા ખાંડના બીજાં ભરે ૩૦
સસ્સા સઘળે સુંદર શ્યામ હરી વીના નહિ ઠાલો ઠામ
અનેક રૂપે એના નામ આદિ અંતે એકજ રામ
જો સમજે તો પૂરણ કામ સસ્સા સઘળે સુદર શ્યામ ૩૧
હહ્હા હરિ ભાળ ભરપુર દોષ કર્મ તો રહેશે દુર,
રહેવાની નહિ રજની કો કાળ નેમ આતમ પુરણ ભાળ,
નિર્મળ નેત્રે નિર્ખી નુર હહ્હા હરિને ભાળ ભરપુર ૩૨
સહુ અક્ષરે સંપુરણ થયા હરિ ગુરૂ સંતે કીધી દયા
દરેક અક્ષરે આતમ બોધ જો સમજે તો ટળે વિરોધ
સંવત અઢાર બત્રીસી સાલ ચઇતર સુદી ૭ સોમવાર ૩૩
સઘેશ્વર સાધુનું નામ ઠાકોર કુંજબિહારી નામ,
પ્રીતમે પ્રેમથી અક્ષર કહ્યા હરિ ગુરૂ સતે કીધી દયા૦

---

મુદ્રકઃ-ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક શ્રી અનાવિલ બંધુ પ્રી. પ્રેસ,
બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ–સુરત.
પ્રકાશકઃ-જે. વી. મહેતા. શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડ–સુરત.